# વીર-પ્રતિજ્ઞા.

( એક ઐતિહાસીક પ્રસંગ. )



પ્રકાશક

ઠાકોરલાલ દુલાભાઈ.



# વીર-પ્રતિજ્ઞા.

## (એક ઐતિહાસીક પ્રસંગ.)




લેખક:—

છમનલાલ મેતાપભાઇ બ્રહ્મભટ્ટ ખંભાત.

" સુખ-કર," " નિર્દોષ-સેલિમા," અને પ્રણય-પ્રભાવના કર્તા.

(સુરત)





પ્રકાશક.

ઠાકોરલાલ ફુલાભાઇ રાવ મુ૦ ખંભાત.

---

પ્રથમા વૃત્તિ. પ્રત ૧૦૦૦ વિ. સ. ૧૯૭૮

---

કિંમત રૂ. ૧-૦-૦





આ પુસ્તક સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યું અને તેના પ્રકાશકે
નડિઆદ ખાતેથી પ્રગટ કર્યું છે.



# પ્રસ્તાવના.

પરમકૃપાળુ પરમાત્માની પરમકૃપાથી ઉક્ત પુસ્તક ગરવી ગુજરાતના સુપુત્રોના હસ્તકમળમાં મુકતાં અત્યાનંદ પ્રાપ્ત થાય છે.

કોઇપણ દેશ વા ભાષાની ઉન્નતિ તે મધ્યે રહેલા તેના સમૃદ્ધ સાહિત્ય ઉપરજ આધાર રાખે છે. જેનું સાહિત્ય જેટલું સમૃદ્ધ તે પ્રમાણમાં તે દેશ વા ભાષા ઉન્નત બની શકે છે. અર્થાત્ દેશ વા ભાષાની ઉન્નતિ ઈચ્છનારે પ્રથમ સાહિત્યનેજ ઉન્નત બનાવવું જોઇએ.

ઇશ્વરકૃપાથી ગુર્જર સાહિત્યમાં નવચૈતન્યનો પ્રવેશ થયો છે. દિન-પ્રતિદિન નવ યૂવકોમાં વાંચનનો શોખ વૃદ્ધિ પામવા લાગ્યો છે. એ ચિન્હ શુભાષાનુંજ ગણી શકાય; પરંતુ તેવા પ્રસંગમાં લેખકો તથા પબ્લીસરોની જુવાબદારી વધતી જાય છે, એ ભુલવા જેવું નથી. હાલમાં કેટલાક બિનઅનુભવી લેખકોને હરે આ લેખાયલી અને પબ્લીસરોને નજીવી કીમતે મળતી હલકા-પ્રેમ વિકારથી ભરેલી નવલકથાઓ પ્રકટ થવા લાગી છે, તે પ્રતિ સાક્ષરો અને વિદ્વાનોએ દૂર્લક્ષ રાખવું ઉચિત નથી. હલકા પ્રકારનું વાંચન નવયૂવકોના મગજને ભ્રમિત બનાવી તેમને કુપંથે વળવાનું ઉત્તેજન આપે છે.

હમો લેખક વા વિદ્વાન હોવાનો દાવો તો કરતાજ નથી, જેથી ઉક્ત પુસ્તકમાં ઘણી ત્રુટીયો રહેવા પામી હશે. પરંતુ વિવેકી વાંચક એટલું તો અવશ્ય જોઇ શકશે કે આખા પુસ્તકમાં

એવો એકપણ શબ્દ નહિ હોય કે જે વાંચવામાં કોઇપણ સ્ત્રી વા પુરૂષને શંકોચ ઉત્પન્ન થાય.

ઉક્ત પુસ્તક પ્રગટ કરનાર મારા મિત્ર શ્રીયુત્ ઠાકોરલાલ ફૂલાભાઇ રાવ એક સદ્‌વિચારશીલ ઉત્સાહીયૂવક છે. તેમણે પોતાના હસ્તે એક સુબોધક નવલકથા લખી પ્રગટ કરવા વિચાર રાખ્યો હતો. પરંતુ એ બાદ તેઓ વેપાર-ધંધાની મોટી પ્રવૃત્તિમાં રોકાઇ જવાથી લખી શક્યા નહિ, જેથી કોઇ સુબોધક વાર્તા લખવા તેમણે મને આમંત્રણ કર્યું.

મેં તેમના પ્રેમાળ આમંત્રણનો સ્વીકાર કર્યો, અને ફૂલ નહિ તો ફૂલની પાંખડી રૂપે ઉક્ત પુસ્તક તૈયાર કરી ગુણવંતી ગુજરાતના ગુણિયલ વાંચકો સમક્ષ રજુ કર્યું છે. અવકાશના અભાવે પ્રુફો સુધારવામાં રહી ગએલી ભૂલ-ચુક પ્રતિ લક્ષ નહિ રાખતાં હંસન્યાયે વિવેકી વાંચકો સાર ગ્રહણ કરશે તો લેખક પોતાનો શ્રમ સફળ થયો સમજી આનંદ માનશે.

આ લઘુ પ્રસ્તાવના પુરી કરતાં ભાઇ ઠાકોરલાલ ફૂલાભાઈ રાવ તથા દેશી મિત્ર પ્રેસના માલીક ભાઇ મગનલાલ વનમાળીદાસનો તથા જે જે કવિઓની કવિતા પ્રકરણોને મથાળે લીધી છે તે દરેકનો આભાર માનવો ભૂલી શકતો નથી.

લી. કૃપાભિલાષી.
છગનલાલ મેતાપભાઇ બ્રહ્મભટ્ટ
ઃનઃ ખંભાત

આમલીરાન સુરત.
તા. ૬-૧૨-૨૧

# પ્રકાશકના બે બોલ.

પ્રિય ગ્રાહક બંધુઓ!

આપશ્રીના કરકમળમાં વીર-પ્રતિજ્ઞા મુકતાં અત્યાનંદ પ્રાપ્ત થાય છે. આજથી લગભગ બે વર્ષ ઉપર મને એક સુબોધક નવલકથા લખવાનો વિચાર ઉદ્ભવ્યો અને થોડી ઘણી લખી પણ ખરી પરંતુ તે અરસામાંજ હું વેપારની બહોળી પ્રવૃતિમાં રોકાઇ જવાથી વધુ લખી શક્યો નહિ. લખવાના ઘણા પ્રયત્નો છતાં તેમ બની શક્યું નહિ ત્યારે હું એ મુઝવણમાં પડ્યો કે ગ્રાહક બંધુઓને આપેલું વચન કઇ રીતે પૂર્ણ કરવું?

પ્રસંગોપાત્ મારા મિત્ર શ્રીયુત્ છગનલાલ મેતાપભાઇ બ્રહ્મભટ્ટની સાથે મને મુલાકાત થઇ, તેમને મેં મારી અડચણની હકીકત કહી અને તેમની પાસે કોઇ સુબોધક નવલકથા તૈયાર હોય તો મને આપવા યા તો લખી આપવા માગણી કરી.

મારી માગણીનો એ પરમ મિત્રે તત્કાળ સ્વીકાર કરી મને એ અડચણમાંથી દૂર કર્યો એ બદલ આ સ્થળે તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવો ભૂલી શકતો નથી.

અત્યાર સુધીમાં શ્રીયુત્ છગનલાલ મે. બ્રહ્મભટ્ટને હસ્તે આલેખાયલાં પુસ્તક ગુજરાતના વિદ્વાન વર્ગમાં તથા દેશી સ્ટેટો માં સારો સત્કાર પામ્યાં છે તેવીજ રીતે ઉક્ત પુસ્તક પણ વાંચકોની પ્રીતિ સંમ્પાદાન કરી લેશે. એતો નિઃસંદેહ છે. અનેક અડચણોને લીધે પુસ્તક પ્રગટ કરવામાં થએલા વિલંબ માટે ગુણગ્રાહી વાંચકો દરગુજર કરશે એવી આશા છે.

લી. સેવક,

ઠાકોરલાલ કુલાભાઇ રાવ.

# અનુક્રમણિકા.





# અર્પણ—પત્રિકા.

**સ્વર્ગસ્થ પૂજ્ય માતા અને પિતાશ્રો !**

**પૂજ્ય શ્રી,**

આ પુસ્તક અર્પણ કરતી વખતે આપનો સ્થૂળ દેહ આ અવનિમાં નથી; પરંતુ આપનો અમર આત્મા ઝળહળ જ્યોતિ રૂપે મારાં કાર્યોનું અવલોકન કરી રહ્યો છે. એમ સમજી આ પુસ્તક આપના અમર આત્માને અર્પણ કરવા પ્રેરાયો છું.

પૂજ્ય પિતાશ્રી ! આપે મારી કેળવણી માટે રાખેલી કાળજી મને સુસંસ્કારી બનવા માટે આપે લીધેલી અત્યંત મહેનત વીગેરે આપના અનેક વાત્સલ્ય ભર્યા ઉપકારો માટે હું આપનો ભવે-ભવનો ઋણી છું.

દયાળુ માતા પ્રધાનબા ! આપના અનેક મહદ્ ઉપકારો અને વાત્સલ્યતાના શાગુણગાઉ ? માતૃવાત્સલ્યનાં યશોગાન કોણ ગાઈ શક્યું છે કે હું ગાઇ શકું ?

કૃપાળુ પિતાશ્રીઆપે આપનો અંતકાળ સમીપ જોઇ ફક્ત તેનાથી ત્રણ કલાક અગાઉ હમો પાંચે ભાઇયોને બોલાવી આપેલો અમૃત-ઉપદેશ હજી પણ મારા કાનોને પવિત્ર કરી રહ્યો છે. પિતાશ્રી ! આપના એ ઉપદેશના પાલનમાંજ હું મારા જીવનની સફળતા સમજી રહ્યો છું. પરમ કૃપાળુ પરમાત્મા તે પાળવા અને નિભાવવાનું બળ મને આપે. અને આપનો શુભ આશીર્વાદ મને પ્રાપ્ત થાય એવી મહદ્ ઈચ્છા સહ આ પુસ્તક આપના અમર આત્માને અર્પણ કરું છું તે હે માતા અને પિતા ! સ્વીકારશો.

હું છું આપનો વિયોગી પુત્ર

**છગનલાલ**

ના આપના અમર આત્માને સહસ્રો વંદન.

# વીર પ્રતિજ્ઞા.

## પ્રકરણ ૧ લું.

### કમલકુમારી !

તુલશી રેખા કર્મકી, લલાટપે લીખ દિન;
પૂર્વજન્મ પુણ્ય પાપ તે, અખીલ જગત આધિન.

તુલશીદાસ.

થવાનું ના થવાનું કે, નજુમી કોણ છે એવો ?
ન જાણ્યું જાનકીનાથે, પ્રભાતે શું થવાનું છે !

(વીર કેશરી.)

આવેલી પર્વતના ગહન અરણ્યના એક ભાગમાં ઘણાં મોટાં-મોટાં ઘનવૃક્ષોનો વિલક્ષણ બાગ બની રહ્યો હતો. મધ્યાહ્નના સમયે કે જે વખતે ભગવાન સહસ્ત્ર-રશ્મિ પોતાનાં પ્રચંડ કિરણોથી સમસ્ત જગતને તપ્ત કરે છે, તે વખતે ત્યાં તે પ્રચંડ કિરણોની ઉષ્ણતાની-ચર્ચા તો દુર રહી, પરંતુ પ્રકાશને પહોંચવાનું કાર્ય પણ અતિ કઠણ હતું. વળી ધ્યાનપૂર્વક તપાસ કરતાં સ્પષ્ટ માલમ પડતું કે, ભીલ શિવાય

કોઇ અન્ય જાતિ એ ગહન અરણ્ય પ્રદેશમાં દ્રષ્ટિગોચર થતી નહોતી. ભીલ સિવાય જે કોઈ પુરૂષ ત્યાં કવચિત્ માલમ પડતા હતા, તે સંસાર ત્યાગી વિરકત, અને પ્રભુ ભક્તિમાં મગ્ન કોઈ સાધુ હતા. સૃષ્ટિનું રૌદ્ર અને ભયાનક સ્વરૂપ ત્યાં–પ્રત્યક્ષ પ્રકટ થઇ રહ્યું હતું. જે વખતે ક્રૂર માંસભક્ષી હિંસકપશુ પોતાને માટે ભક્ષ્ય પદાર્થની શોધ માટે નીકળી, ગમે ત્યાં હરી–ફરી જયારે આનંદ યા નિરાશાની ભયંકર–ગર્જના કરતાં તે વખતે ત્યાંની રૌદ્રતાનો વિશેષ અનુભવ થઇ આવતો. એવા ભયાનક અરણ્યમાં સંવત ૧૫૬૨ના કાર્તક સુદી ૬ને દિવસે પ્રાતઃકાળના સમયે એક બળદ જોડેલો રથ ચાલી રહ્યો હતો. તે રથની સાથે કેસરી પોષાક ધારણ કરેલા ચાર રાજપુત વીર તથા કૃષ્ણવર્ણ અને વિકરાળ મૂખવાળા થોડાક ભીલ પાછળ પાછળ ચાલી રહ્યા હતા. એક વૃદ્ધ રાજપુત કેશરી રંગના કપડાં ધારણ કરી હાથમાં કેશરી રંગના મ્યાનવાળી તરવાર ઝાલી એક ઉત્તમ ઘોડા પર સ્વાર થઈ રથની આગળ–આગળ પોતાના ઘોડાને ચલાવી રહ્યો હતો. તેનું મ્હોં ભવ્ય અને તેજસ્વી હતું. પરંતુ વૃદ્ધાવસ્થા હોવાથી ગાલનાં ડાચાં બેસી ગએલાં હતાં, મ્હોંપર ચિંતાના ચિહ્ન સ્પષ્ટ માલમ પડતાં હતાં. એ ઉપરથી સહેજ અનુમાન થતું કે, કોઇપણ પ્રકારના દુઃખથી એના અંતઃકરણને પીડા પહોંચેલી હોવી જોઇએ. રથ, બળદ અને ઘોડાના પગના અવાજ સિવાય, પ્રાતઃકાળ હોવાથી વનપક્ષીયો પોતાને માટે ભોજન સામગ્રી લાવવાને માટે જવા પહેલાં વૃક્ષોની ડાળીઓ ઉપર બેઠાં બેઠાં મધુર સ્વરો બોલી રહ્યાં હતાં. એ સિવાય કોઇપણ જાતનો

શબ્દ સંભળાતો નહોતો. રથની સાથે જે માણસો ચાલતા હતા. તેઓ પણ ચુપ-ચુપ ચાલી રહ્યા હતા. રથની અંદરથી પણ કંઇ અવાજ માલુમ પડતો નહોતો. રથના મંદિર આકારના ઘુમટ ઉપર કળશ ચડાવેલો હતો. અને ચારે બાજુના પડદા બંધ હતા, પરંતુ પડદાની દરેક બાજુ એ નાની-નાની જાળી ભરેલી બારીયો મુકેલી હતી એ ઉપરથી અનુમાન થઇ આવતું કે અંદર કોઇ સ્ત્રી બેઠી હોવી જોઈએ. પ્રાતઃકાળ હોવાથી બળદો પોતાની આનંદ-મસ્ત ચાલમાં ચાલી રહ્યા હતા. એ બળદો સિવાય કોઇના શરીરમાં બળકે મ્હોંપર તેજ જણાતું નહોતું પ્રત્યેક જણ ચિન્તાથી વ્યાકુળ અને દુઃખી દેખાઇ આવતા હતા. આ સમયે વનની શોભા બહુજ વિલક્ષણ દર્શનીય હતી. પરંતુ એ દરેકનાં અન્તઃકરણ અત્યંત દુઃખી હોવાના સબબે એ તરફ એમનું લક્ષ જતું નહોતું. એમનું ધ્યાન માત્ર માર્ગ તાકીદે કાપવા ઉપરજ ચોટેલું હતું.

લગભગ એકાદ પહોર દિવસ ચડે તે વૃધ્ધ રાજપુતે પાછળ નજર કરી પોતાની સાથના એક રજપુત સીપાઇને કહ્યું;— "પદ્મનાભજી ! હજી એ જગ્યાં કેટલી દુર છે ? તમારા કહેવા મુજબ ઘણા દુર સુધી આપણે આવી પહોંચ્યા છીએ, પરંતુ તમોએ જે નિસાની બતાવી હતી એનો તો પતોજ નથી ! જ્યારે એ લોકો આપણી સરહદ બહાર નીકળી ગયા હતા ત્યારે એમનો પીછો પકડવાની વિરસિંહને શું જરૂર હતી ? પરંતુ ભાગ્ય આગળ કોઇનું જોર કે અકકલ ક્યાં કામ કરે છે ? મહારાજા રાજસિંહની આજ્ઞા માત્ર એટલીજ હતી કે ફક્ત આપણી સર-

હદનુંજ રક્ષણ કરવું. પરંતુ વિરસિંહ વીરજાતિના પુરૂષ હતા. સમય આવ્યો જાણી આગળ પાછળનો વિચાર કર્યા સિવાય સમર સાગરમાં કુદી પડયા. પોતાની સરહદ બહાર ન જવું જોઇએ, એનું એમને બિલકુલ ધ્યાન રહ્યું નહિ."

"સંગ્રામસિંહજી! વીરસિંહની એ સમયની વીરતા ઘણીજ વિલક્ષણ હતી. જેવી રીતે કોઇ ઉત્તમ શિકારી શિકારને માટે નીકળે, પરંતુ શિકાર ન મળવાથી નિરાશ થઇ પાછા આવતાં રસ્તામાં કોઇ ઉત્તમ શિકાર મળી જાય; અને તે જેટલા આનંદ અને શૌર્યથી શિકાર કરે તેટલાજ આનંદ અને શૌર્યથી વીરસિંહ મુગલોની પછવાડે પડયા હતા. આજે કેટલા દિવસોથી તેઓ સરહદ-પર આવી રહ્યા હતા. તે દરમ્યાન એક સાધારણ સીપાઇ પણ એ બાજુએ ફરકયો નહોતો જેથી તેઓ બહુ ઉદાસ રહેતા. જયારથી મહારાણા રાજસિંહે તેમની અહિયાં નીમણુંક કરી ત્યારથીજ એમના મનમાં એમ થયાં કરતું હતું કે મને અત્રે રાખવાનું એજ સિદ્ધ કરી બતાવવાનું મળે તો સારૂં. કોઇ પણ મુગલ સરદારને પકડી મહારાણા સમક્ષ રજુ કરવાની એમને પ્રબળ ઇચ્છા હતી, પરંતુ તે મુજબ કંઇ કાર્યસીદ્ધી થઇ શકી નહિ. કેટલીક વખત તો મને અહીથી દુર દુર સુધી તપાસ માટે મોકલતા, પરંતુ એમની ઇચ્છા મુજબનો પ્રસંગ પ્રાપ્ત થતો નહિ. એમના મર્ણની આગલી રાતેજ સમાચાર મળ્યા કે મુગલો આપણી સરહદ તરફ આવવા નીકળી ચુકયા છે. એટલું સાંભળીનેજ એમના હાથ ફરકવા લાગ્યા હતા. અને તરતજ

પોતાનાં અસ્ત્ર-સસ્ત્ર તૈયાર કર્યાં. રણતુર વગડાવવા માંડયું. એ સાંભળી હમો એકદમ એકઠા થઇ ગયા, અને હમોને લઇને તેઓ રણક્ષેત્રમાં નીકળી પડયા. માર્ગમાં ખબર મળી કે મુગલો આપણી સરહદ આગળ મોરચો માંડી ઉભા છે. ત્યાંથી થોડુંક ચાલતાંજ શેરખાં સાથે યૂદ્ધની સરૂઆત થઇ ચુકી. આપણા માણસો હરહર-માહાદેવ"ની ગર્જના સાથે મુગલ સૈન્યપર તુટી પડયા સામાપક્ષ તરફથી પણ "અલ્લાહો-અકબર"ની ગર્જના સંભળાતી હતી. એ પ્રમાણે થોડો સમય પુર જોસમાં યૂદ્ધ ચાલ્યું. ત્યાં તો મુગલ સૈન્યા પાછળ હઠતી માલમ પડી. અને દરેક જણ પોતાના પ્રાણ બચાવવાના ઉપાય સોધવા લાગ્યા. વિરસિંહ એકલાજ તેમની પાછળ પડયા. વિરસિંહને એકલા જોઇ મુગલ સૈન્ય પાછું ફર્યું. અને વિરસિંહ ઉપર ચારે બાજુથી મારો શરૂ કર્યો. મુગલ સૈન્યને પાછું ફરેલું જોઇ હું તે બાજુએ દોડી ગયો. ત્યાં જઇ જોઉં છું તો વિરસિંહના શરીર ઉપર પદરેક ઘા પડેલા હતા. અને તેઓ બે શુદ્ધ થઇ જમીન ઉપર પડયા હતા, એમની એ મૂર્છા વાળવા મેં તાત્કાળિક ઘણા ઉપાય કર્યા પરંતુ તે દરેક નિષ્ફળ નિવડયા! તેમના શરીરમાંથી પ્રવાહ પેઠે ચાલતો રકતશ્રાવ બંધ ન થયો તે નજ થયો. અંતમાં ઇશ્વર ઇચ્છાને આધિન થઇ તેમના મૃતક દેહને અગ્નિ સંસ્કાર કરી એ અશુભ સમાચાર કહેવા આપની પાસે આવ્યો. મને એમ પણ ઇચ્છા થઈ હતી કે એ મૃતક દેહને ઉપાડી આપની પાસે લાવું. પરંતુ છ-સાત દિવસનો રસ્તો હતો. જેથી મૃતક દેહને એટલા દિવસ રાખવું અસંભવિત ગણી ત્યાંને ત્યાંજ એને

અગ્નિ દેવતાને અર્પણ કરી દીધું. મેં એમને ઘણી વખત કહ્યું હતું કે આપ એકલાજ દુશ્મનોની પુંઠ પકડવામાં ભૂલ કરો છો. પરંતુ ભાગ્યવસાત મારા કહેવાપર એમણે બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. એમનામાં સાહસ અને વીરતાની સીમા નહોતી હઠીલાપણ એટલાજ હતા. પરંતુ હવે ઇશ્વર ઇચ્છા બલીયસી".

વૃદ્ધ રાજપુત પદ્મનાભજીની વાતો બરાબર ધ્યાનપૂર્વક સાંભળતો હતો. અને તે સાંભળતાં–સાંભળતાં તેની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. વીરસિંહના મરવાની હકીકત પદ્મનાભજીએ આ પ્રથમ વારજ નહિ પરંતુ અગાઉ ત્રણ ચાર વખત કહી હતી. જેથી એ વૃદ્ધ રાજપુતને એ મર્મભેદી કથા સાંભળી જોઇએ તેટલું દુઃખ ઉત્પન્ન થયું નહિ. જેની ઉપર અથાગ પ્રેમ હોય, તેના એકાએક મરણના સમાચાર સાંભળી કોને દુઃખ ઉત્પન ન થાય? પરંતુ અત્યારે સંગ્રામસિંહની દશા એથી પ્રતિકુલજ હતી.

રથ અને તેની સાંથેનાં માણસો થોડેક દુર ગયા બાદ રાખનો એક ઢગલો માલમ પડયો. તરતજ એક ભીલે આગળ જઈ આમતેમ જોઈ બોલી ઉઠયો કે આ એજ સ્થાન છે." રથ ઉભો રહ્યો. એક પુરૂષે આવી રથની એક બાજુનો પડદો ઉંચો કર્યો. અને એક વીસ–બાવીસ વર્ષની સ્ત્રી રથની અંદરથી નીચે ઉતરી, એ સ્ત્રીને જોતાં માલમ પડતું હતું કે એના ઉપર કોઇ ભારી વિપત્તિ પડી હશે. તેણે નીચે ઉતરી રથની બીજી બાજુનો પડદો ઉથાડી નાંખ્યો, અને પોતાના હાથ વતી એક બીજી યુવા સ્ત્રીને નીચે ઉતારી.

એ બીજી ઉતરનારી સ્ત્રી કરૂણારસની સાક્ષાત મૂર્તિ હોય એવી દેખાતી હતી. તેણે ફકત એકજ સફેદ વસ્ત્ર ધારણ કર્યું હતું. ગળામાં મોતીની માળા તથા હાથમાં એકેક સુવર્ણ કંકણ હતું. આ વખતે એની આંખમાં જરા પણ આંસુ જણાતાં નહોતાં. એટલુંજ નહિ પણ, એમ સ્પષ્ટ દેખાતું હતું કે એનાં વિશાળ નેત્રોમાં હવે અશ્રુનુ એકપણ બિંદુ નહિ હોય. અથવા એમ કહીએ તો ચાલી શકે કે આંખો એ જાણે એમ પણ કહ્યું હોય કે હવે અમો એક પણ અશ્રુ બિંદુ બહાર નહિ કહાડીયે. વળી એ વખતે એના મોંનો દેખાવ પણ એવોજ હતો કે જોનારને એમ ન જણાય કે આના ઉપર કોઈ ભારે દુઃખ આવી પડયું હોય જે સ્ત્રીએ એને રથમાંથી ઉતારી તે સ્ત્રી જયાં રાખનો ઢગલો પડયો હતો. ત્યાં તે બીજી સ્ત્રીને લઇ ગઇ. ત્યાં જતાંજ તે સ્ત્રી છૂટે મોઢે એકદમ રડવા લાગી. પેલો વૃધ્ધ રજપુત પણ ત્યાં જઈ ચુપચાપ ઉભો રહ્યો. અને ભીલો પણ ત્યાંથી થોડેક દુર જઈ ઉભા રહ્યા તે વૃધ્ધની સાથે જે રાજપુત સીપાઈઓ હતા તે પણ અદબની સાથે એ સ્થાનપર ચુપચાપ ગંભીરપણે ઉભા રહ્યા. ત્યાં જેટલા માણસો હતા તે દરેકના મ્હોંપર દુઃખની છાયા સ્પષ્ટ જણાઈ આવતી; પરંતુ પેલી વીસ બાવીસ વર્ષની ઉમ્મરની સ્ત્રી સિવાય કોઈના પણ મૂખમાંથી શોકોદ્‌ગાર નહોતા નીકળતા. તે કેવળ રડી રડી એટલુંજ બોલતી કે; “હાય વિરસિંહ! હાય વિરસિંહ!! તમો અમોને મૂકી કયાં ચાલી ગયા. મહારાજની સેવા કરવા માટેજ આપે જન્મ ધારણ કર્યો હતો, એ વાત સાચી, પરંતુ એમ કરવામાં આપના પ્રાણની આહુતિ

આટલી જલદીથી આપવી ઉચીત નહોતી. તમે તમારી આ યૂવા સ્ત્રી, મને અને તમારાં માતા–પિતા ને આ દુઃખ સાગરમાં ડુબાવવાનું સાહસ શા માટે કર્યું ?......"

એ પ્રમાણે શોકોદ્‌ગાર કાઢતાં કાઢતાં જોર જોરથી રડવા લાગી પરંતુ પેલી બીજી તરૂણ સ્રી કે જેની આયુ વીસ વર્ષથી પણ કંઇ કમી હતી. તે પેલા રાખના ઢગલા પાસે બેસી તેને હાથ જોડી પોતાનું મસ્તક નમાવ્યું. અને રાખના પડેલા ઢગલામાંથી એક ચપટી રાખ લઇ પોતાના મસ્તક ઉપર મુકી એટલામાં તો આંખોમાંથી મોતીના દાણા જેવાં અશ્રુબિંદુ ટપ–ટપ ગરવા માંડયાં. અને રડવાના ઉભરા આવવા લાગ્યા. પરંતુ રડવાના વેગને તેણે બળ પૂર્વક દબાવ્યો, અને આંખમાંથી નીકળતો અશ્રુ પ્રવાહ લોહી નાંખ્યો. તે ઘણાજ ધૈર્ય અને શાન્તિની સાથે ત્યાંથી ઉઠી જે પેલી સ્રી બહુજ રડયા કરતી હતી તેની પાસે જઈ કહ્યું,–"દેવલદેવી ! હું માતાજીને સાથે ન લાવતાં તને લાવી, તો શું તું અત્રે રડવાજ આવી છે કે મને તાકીદે વળવવા આવી છે ? પિતાજી ! હવે આપ વિલંબ શા માટે કરો છો ? આ ભીલોને લાકડાં લાવી ચિતા ખડકવાની આજ્ઞા શામાટે નથી આપતા ? મથુરાંનાથજી ! આપ પૂરોહિત છો. એટલે હવે વેદોચ્ચારથી કાર્યની શરૂઆત કરો ! ત્યાં જવાની મને પ્રબળ ઉત્કંઠા થઇ રહી છે. આપના તરફથી જેટલો વિલંબ થાય છે. એટલુંજ મને દુઃખ થઇ રહ્યું છે. તો કારણ સિવાયની વેદના મને શામાટે પહોંચાડો છો ? દેવલ ! ઉઠ, બેઠી થા, અને જલદી કર. આ સમય બેસી રહેવામાં કે શોકમાં કાઢવાનો નથી."

એ યુવા સ્ત્રીનું સાહસ અને ધૈર્ય જોઇ ત્યાં ઉભેલા દરેક જણ ચકીત્ થઈ ગયા કારણ કે સંગ્રામસિંહ ધારતા હતા કે કમલકુમારી ચિતા સમીપ જતાંજ તેનું મન પતિ પાસે જવાના વિચારથી હઠી જશે. પરંતુ તેના સાહસને જોઈ તેઓ નિરાશ થયા. આશારહિત બની ધૈર્યનો પરિત્યાગ કર્યો અને એક સ્ત્રીની માફક છૂટે મોંડે રડવા લાગ્યા.

કમલકુમારી સંગ્રામસિંહની એકની એક દીકરી હતી. મેવાડાધિપતિ મહારાણા રાજસિંહના વંશમાં વીરસિંહ નામના એક પુરૂષ સાથે તેનું પાણીગ્રહણ થયું હતું, વીરસિંહ, રાજસિંહનો પૂર્ણ વફાદાર અને મુગલોનો વૈરી હતો. રાણાજી ઉપર વીરસિંહની એવી તો અથાગ ભક્તિ હતી કે જો કદાચ રાણાજી કહે કે વિરસિંહ તારા મસ્તકની જરૂર છે. તો આગળ પાછળનો કંઈ પણ વિચાર કર્યા સિવાય વીરસિંહ તુરત પોતાનું મસ્તક સ્વહસ્તે કાપી રાણાજીનાં ચર્ણોમાં અર્પી દે. જેનામાં એવી સ્વામી ભક્તિ હોય, તેના ઉપર સ્વામીની કૃપા હોય એ કંઇ આશ્ચર્યની વાત નથી. વીરસિંહના મનમાં એવી પ્રબળ ઉત્કંઠા હતી કે કોઈપણ રીતે એવો પ્રસંગ આવે કે મોગલોનો વિધ્વંશ કરી ભારતમાં પુનઃ આર્યોનું સામ્રાજય સ્થપાય. અને એજ આશા અને રાણાજીની આજ્ઞાથી મેવાડની હદ ઉપર મોગલોની વાટ જોઈ રહ્યો હતો. ઔરંગઝેબે રાજપુતાનામાં રાણા રાજસિંહનું પ્રાબલ્ય દેખી એમના ઉપર વિજય મેળવવાની ઇચ્છાથી કેટલુંક સૈન્ય મેવાડની સરહદ ઉપર મોકલ્યું હતું. કે જયારે ધારે ત્યારે એકદમ ચડાઇ કરી

શકાય એ સમાચાર મહારાણા રાજસિંહ જાણી ગયા હતા. એટલે એમણે પણ નિશ્ચય કરી રાખ્યો હતો કે ગમે તેમ થાય, પરંતુ મુગલોને પોતાના રાજ્યમાં પગ મુકવા ના દેવો. અને એજ ઉદ્દેશથી કેટલાક વીર રાજપુતોને અગાઉથી મેવાડની સરહદ ઉપર મોકલી આપ્યા હતા. અર્વલી પર્વતના એક વિકટ નાળાના રક્ષણ માટે વીરસિંહને મોકલ્યો હતો. એ સ્થાનપર રહી વીરસિંહે કેવું સાહસ કર્યું અને તેનું શું પરિણામ આવ્યું તે પદ્મનાભજીની વાત ઉપરથી વાંચકબંધુઓ સમજી ગયા હશે. વીરસિંહ અર્વલી પર્વતની એ ખાઈ ઉપર આવી રહ્યો હતો કે જ્યાં રાણાજીએ તેની નીમણુક કરી હતી. ત્યાં તે પોતાની પત્નિને સાથે લાવ્યો નહોતો મોગલોની સાથે લડતાં જ્યારે એનો અંત આવ્યો. અને એનો આત્મા વીરગતિને પામ્યો. તે બાદ આઠ દશ દિવસે તેની પત્ની તથા માતા–પિતાને એ દુઃખદાઈ સમાચાર મળ્યા એ દુઃખદ સમાચાર સાંભળી કલમકુમારીએ સતી થવાનો નિશ્ચય કર્યો સતી થવામાં પતિની લાશ જોઇએ. પરંતુ વીરસિંહના સાથીયોએ જ્યાં તે વીર ગતિને પામ્યો હતો. ત્યાં તેના દેહને ભસ્મ કરી નાંખ્યો હતો. જેથી કમલકુમારીએ જ્યાં પોતાના પતિને અંતિમ સંસ્કાર કરવામાં આવ્યો હતો ત્યાં જઇ પતિ પ્રતિમા બનાવીને કે પતિ પાદુકાલઇને સતી થવાનો નિશ્ચય કર્યો.

અકબર બાદશાહે સતી થવાનો ચાલ બંધ કરવા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ તેમાં તેને જોઇએ તેવો યશ નહોતો મળ્યો. ક્ષત્રાણીયો પતિ સાથે સહગમન કરવા સદૈવ ઉત્સુક રહેતી હતી. તેમની એ દઢ માન્યતા હતી કે પતિના મર્ણબાદ આ

સંસારમાં રહેવું એ પાપલોક બરાબર હતું, એટલુંજ નહિ પણ પતિના આત્માને કષ્ટ દેવા બરાબર હતું. એજ ભાવના સતી સ્ત્રીયોના મનમાં રહ્યા કરતી અને તેથીજ તેઓ પતિ પાછળ આત્મદહન કરવા ઉત્સુક રહેતી. કમલકુમારી એજ રીતની દ્દઢ નિશ્ચયી પતિવૃતા સ્ત્રી હતી. પતિના મર્ણના સમાચાર સાંભળતાં તરતજ પતિ સહગમન કરવાનો નિશ્ચય કર્યો હતો અને તરતજ પતિની ચિતા આગળ જવાનો આગ્રહ કરવા લાગી ઘરની માત્ર એકજ શોભા કન્યા પોતાની આંખો સામે પોતાનું શરીર અગ્નિ દેવતાને સ્વાધીન કરશે એ જાણી માતા-પિતાનું ધૈર્ય કઈ રીતે રહી શકે વારૂ? એટલે કમલકુમારીના માતા-પિતા, ઈષ્ટ મિત્ર અને સહીએરોએ તેને સતી ન થવા માટે ઘણું ઘણું સમજાવ્યું પરંતુ તેણે કોઇનું પણ કહ્યું કાને ન ધર્યું. પોતે નિશ્ચય કરેલા પણથી પાછું ફરવાનું જરાપણ ન કબુલ્યું, ઘણામાણસોએ જુદી જુદી રીતે સમજાવી કથા-વાર્તાઓ તથા પુરાણ પ્રસિદ્ધ કુન્તી ઈત્યાદિ સ્ત્રીયોનાં જીવન ચરિત્રો સમજાવ્યાં કે એ સમયની વીર અને ધર્માત્મા સ્ત્રીયો પણ સતી થઇ નહોતી. પરંતુ કમલકુમારીને એમાંનું કંઇ જોઇતું નહોતું. એટલે એ બધુ વ્યર્થ ગયું. એ પોતાની પતિજ્ઞા ઉપર દ્દઢ રહી, અને સ્પષ્ટપણે કહી દીધું કે;—તમે બધાં હઠ કરી મને તે સ્થાન ઉપર નહિ લઇ જાવ તો હું આજથી અન્ન-જળનો ત્યાગ કરી આ દેહથી આત્મ છૂટકો મેળવીશજ." એ પ્રતિજ્ઞા મુજબ કમલકુમારીએ એક દિવસ અને એક રાત અન્ન જળનો ત્યાગ કર્યો. અંતમાં કોઈ પણ

ઉપાય નહિ જડવાથી સંગ્રામસિંહે કમલકુમારીની વાત સ્વીકારી કમલકુમારીના કહેવા મુજબ વર્તવા તૈયાર થયા. તૈયારી થતાં કમલકુમારીએ કહી દીધું કે મારી સાથે કોઇ પણ માણસ ત્યાં ન આવે એટલુંજ નહિ પરંતુ માતાજી તો ત્યાં ન આવવાં જોઇએ. કારણ કે ત્યાં આવવાથી તેમને અકારણ મોહ ઉત્પન્ન થશે. સતી થવાની જગ્યાએ જતાં વાંજીંત્રોની જરૂર પડે, ઘણા માણસોએ વળાવવા માટે પાછળ જવું જોઇએ, પરંતુ કમલકુમારીએ એ વાતની હઠ પકડી કે મારી સાથે વાજાં ગાજાં કે ઝાઝાં માણસોની જરૂર નથી. સંગ્રામસિંહે કમલકુમારીની ઇચ્છા મુજબજ વર્તવા પ્રયત્ન કર્યો, તેની સાથે માત્ર એક દેવલદેવીજ સ્ત્રી અને શાસ્ત્ર વિધિ કરવા માટે મથુરાંનાથજી ઉપાધ્યાય અને વીરસિંહના સાથીઓમાંના પદ્મનાભજી, બે વીર રાજપુત સીપાઇઓ તથા ચાર ભીલો. બસ એટલાજ માણસો સાથે ઉપર આપણે જે રથ વિષે વાંચી ગયા તે રથ જ્યાં વીરસિંહનું માનવ શરીર ભસ્મ થયું હતું ત્યાં પહોંચ્યો ત્યાં પહોંચ્યા બાદ જે બન્યું તે આપણે ઉપર વાંચી ગયા.

કમલકુમારીને, એક વખત ફરીથી સમજાવવાનો નિશ્ચય કરી દેવલદેવી બોલી;–" કમલ, તું તો તદ્દન ગાંડીજ બની ગઇ છે. આટલી નાની ઉમ્મરમાં સતી થવાનો વિચાર ડહાપણ ભર્યો નથી. તું નાહક હઠ શા માટે કરે છે? સતી થવા કરતાં જો ભગવાન એકલિંગજીની સેવામાં દેહને અર્પણ કરે તો શું મૂક્તિ નહિ મળી શકે? તું સતી થવાથી માતા–પિતાને કેટલી અસહ્ય મર્મ સ્પર્શી વેદના થતી હશે તેનું તને જરા પણ ભાન નથી?

તું એમની ફક્ત એકની એક કન્યા છે, પોતાની એકની એક લાડકડી કન્યાને જીવન પરિત્યાગ કરતી જોઈ તેમના મનમાં કયું દુઃખ નહિ થતું હોય? અલી ગાંડી! શું તું એ દુઃખનો જરા પણ વિચાર કરતી નથી?"

એ સાંભળી કમલકુમારી એકદમ હસી પડી અને કહ્યું, દેવલ! તારી ભલામણ મારા હૃદયને આશ્ચર્ય ઉપજાવી રહી છે? હું સતી થવાથી માતાજીને અને પિતાજીને દુઃખ ઉત્પન્ન થશે, જો હું ભદ્રકાળી, વૈધવ્યના કલંકને સહન કરી મૃત્યુ સમય સુધી નિત્ય તેમની સન્મુખ રહું તો તેઓ સંતોષ પામે, એજ તારા કહેવાનો અર્થ છેની? "દેવલ! હવે તુંજ કહે કે હું ગાંડી છું કે તું ગાંડી બની છે? હવે તો તું ઉઠ, અને અત્યાર પછી આવી બાળચેષ્ટા જેવી વાતો મારી પાસે ન કર. મારી તૈયારી કર, અને લાકડાં લઇ આવવા માટે ભીલોને કહે! પિતાજીને કોઈ પણ પ્રકારનું દુઃખ ઉત્પન થાય એવું ન કર. આ બન્ને આદમીયો તથા પદ્મનાભજી ચિતા ખડકશે એટલા વખતમાં મથુરાંનાથજી પ્રતિમા તૈયાર કરશે. હવે હું જે પાદુકા લાવી છું તે લઈ આવું, મેં તને કહ્યા પ્રમાણે તું કર. પરંતુ આ શું? તું તો પાછી રડવા લાગી. દેવલદેવી! વિના કારણ દરેકને તું રડાવી રહી છે. તને અત્રે લાવવામાંજ મારી ભુલ થઇ. ફક્ત હું એકલીજ આવી હોત તો વધારે સારૂં થાત."

મથુરાંનાથજીએ ગદ્‌ ગદ્‌ કંઠે કહ્યું:—"સાધ્વી કમલકુમારી! હું તમારૂં ધૈર્ય જોઇ ચકિત્ થઇ ગયો છું! તમોએ જે નિશ્ચય

કર્યો છે એ તમારો મૂળ મંત્રજ છે. મારા વૈદિક મંત્રના ઉચ્ચારથી આપને આથી અધિક કયું ફળ મળનાર છે? સંગ્રામસિંહજી! તમારા ઘરમાં કમલકુમારીએ કન્યારૂપે અવતાર લીધો છે, પરંતુ એ ખરેખર દેવકન્યા છે! માટે હવે હૃદયભારને ઓછો કરી વળાવવાનીજ તૈયારી કરો. અરે ભીલ પટેલ! જાવ લાકડાં લાવવાનું પુણ્યકાર્ય તમે કરો! દેવળદેવી! હવે રડવા કકળવાનું બંધ કરો. કમલકુમારી કંઇ સામાન્ય સ્ત્રી નથી. સતી તમને ધન્ય છે! તમારા જેવાં સ્ત્રીરત્ન જ્યાં સુધી મેવાડભૂમિમાં ઉત્પન્ન થાય છે ત્યાં સુધી કોની મગદુર છે કે મેવાડ તરફ ઉંચી આંખે જોઈ શકે? હવે આપણુ બધા શોકને ભૂલી સ્વકર્તવ્યનો આરંભ કરીએ. આવી ક્રીયા કરાવવાનો પ્રસંગ પૂર્વના પુણ્ય સિવાય પ્રાપ્ત થવો મુસ્કેલ છે. એટલું બોલી મથુરાંનાથજી રથ તરફ ગયા અને વિધિ કરાવવા માટે જે પાનાં પુસ્તક સાથે લાવ્યા હતા તે લઇ આવ્યા. દેવલદેવી જે હજી સુધી બેઠી બેઠી રડયા કરતી હતી તેની પાસે જઈ હાથ ઝાલી ઉભી કરીને કહ્યું કે હવે બીજો કંઇ ઉપાય નથી, માટે ધૈર્ય ધર. દેવલની પણ ખાત્રી થઇ ગઇ કે ગમે તે ઉપાય કરવા છતાં પણ પોતાની પ્રિય સખી કમલકુમારી સતી થયા સિવાય રહેશે નહિ. એટલે તેણે પણ મોહ—માયાનો ત્યાગ કરી કમલકુમારીને સતી થવાના કાર્યમાં મદદ કરવા લાગી. સતી થવામાં જે જે વસ્તુઓની જરૂર પડે તે તે દરેક વસ્તુ કમલકુમારી પોતાની સાથે લાવીજ હતી. એ જાણી મથુરાંનાથજીને બહુ આશ્ચર્ય લાગ્યું! અને મન સાથે વિચારવા લાગ્યા કે આ દરેક વસ્તુનું જ્ઞાન કમલકુમારીમાં ક્યાંથી

આવ્યું ? પરંતુ જે સ્ત્રી ઘેરથીજ સતી થવાનો નિશ્ચય કરી આવી હોય તેને તે તે વસ્તુઓનો પરિચય કરાવવાની જરૂર હોયજ શું ? એ પ્રમાણે વિચારી મથુરાંનાથજીએ એક રક્તવર્ણ વસ્ત્ર દેવલદેવીને આપ્યું. અને કહ્યું કે વસ્ત્રાભૂષણ પહેરાવી કમલકુમારીને ચિતા આગળ લાવો. એટલું કહી પોતે ચિત્તા તરફ ગયા. સતી થવાને માટે ચિતા વિલક્ષણ પ્રકારની બનાવવામાં આવે છે. એ મુજબની ચિતા દરેકે મળીને ખડકી રાખી હતી. ચિતાને માટે ચંદનવૃક્ષનાં લાકડાં ભીલો જંગલમાંથી કાપી લાવ્યા હતા. ચિતા બરાબર તૈયાર થયા બાદ, મથુરાંનાથજીએ કમલકુમારી પ્રત્યે કહ્યું:—"દેવી ! તમારા પિતાશ્રીને છેલ્લી વારનાં મળી લો, દેવળદેવી જે તમારી પ્રિય સખી છે તેને છેવટનાં ભેટી લ્યો, અને તમારી પૂજ્ય જનુનીનું સ્મરણ કરી પતિ પાદુકા હાથમાં લો."

કમલકુમારીએ ધૈર્યપૂર્વક મથુરાંનાથજીના કહેવા મુજબ દરેક કાર્ય કરવા માંડયું. સંગ્રામસિંહ દુઃખમાં ડુબી એક બાજુએ બેસી ગયા હતા. જેમ જેમ ચિતા તૈયાર થતી હતી તેમ તેમ તેમનું હૃદય ફાટી જતું હતું. પોતાની એકની એક કન્યા પોતાની નજર સામે વિધવા થઈ અને વળી સતી થવાનો સમય આવી પહોંચ્યો એ જાણી કયા પિતાને મર્મભેદી દુઃખ ન થાય ? એના એ વિચારમાંજ સંગ્રામસિંહ લાચો વળી બેસી રહ્યા હતા. ત્યાં કમલકુમારી આવી ઉભી રહી અને પ્રણામ કરી બોલી;—"પિતાજી ! હવે હું આપની છેલ્લી

વખતની રજા માગવા આવી છું મને આપ ખુસીથી રજા આપો. જેની સાથે હમેસાં રહેવાની આજ્ઞા આપે મને લગ્ન પ્રસંગે આપી હતી તેની સાથે સ્વર્ગમાં જઇ રહેવાની આજ્ઞા પણ આપજ આપો. હવે આપ મારા માટે જરા પણ ઓછું ન લાવો. અને મારી માતાને પણ એમજ કહેશો. વધારામાં એમ પણ કહેજો કે મારી જગ્યાએ દેવલદેવીને ગણે. આ સંસાર અનિત્ય છે એટલે તેનાં સુખ દુ:ખ પણ અનિત્યજ સમજવાં. તો પછી શોક વા હર્ષને સ્થાન ક્યાં રહે છે? આપ તો વિદ્વાન છો, તો પછી મારા માટે આપ ડુસકાં ખાઇ શા માટે રડી રહ્યા છો? ધૈર્ય ધારણ કરો અને મારા તરફ વ્હાલભરી નજરથી જુવો! કે જેવી રીતે બાળવયમાં આપ મારા પ્રત્યે જોતા હતા." એ પ્રમાણે સંગ્રામસિંહને કહી કમલકુમારી દેવળદેવી ઉભી હતી ત્યાં ગઈ અને કહ્યું—વહાલી દેવળ! હવે મારા વતી માતા-પિતાની સેવા તું કરજે. તેઓના મનમાં કાંઇ પણ ઓછું ન આવે તેમ વર્તજે. અને તેમના પ્રત્યે તું એવી તો વ્હાલસોયી થજે કે તેઓ મને ભુલી જાય મથુરાંનાથજી! આપ મારા પૂરોહિત છો, એટલે આપને પણ હું પ્રણામ કરૂં છું. વહાલી જનુનીનું પણ સ્મરણ કરી પગે લાગું છું. પિતાજી! હવે મને આજ્ઞા આપો."

એટલું બોલી તેણે દરેક ઉપર નજર કરી, અને મથુરાંનાથજીને કાર્યારંભ કરવા કહ્યું. મથુરાંનાથજી કમલકુમારીનું ચારિત્ર જોઇ આશ્ચર્યમગ્ન બની ગયા. તેમના મોંમાંથી એક પણ શબ્દ શીઘ્રતાથી નહોતો નીકળતો. એટલુંજ નહિ પરંતુ સ્પષ્ટ બોલી સકતા પણ નહિ. સ્પષ્ટ બોલવાનો પ્રયત્ન કરતા તથાપિ

રૂદનયૂક્તજ સ્વર નીકળતો. કમલકુમારીએ એમના તરફ દષ્ટિ કરી અને પુનઃ વિસ્મિત બની કહેવા લાગીઃ–" મથુરાંનાથજી! આપ આ શું કરી રહયા છો? જ્યારે તમેજ આવી રીતે શોક કર્યા કરશો તો મારાં માતા–પિતાને આશ્વાસન કોણ આપશે? વળી આપ જો શાન્તિપૂર્વક શુદ્ધ મંત્રોચ્ચાર નહિ કરી શકો તો હું શાસ્ત્રાનુકૂલ સતી થઇ છું એમ શા ઉપરથી સમજું? હવે આપજ કૃપા કરીને કહો કે મારે શું કરવું?

" કમલકુમારી! તમે પરમ સાધ્વી છો. તમને મારા મંત્ર–પાઠથી કઈ વધુ સિદ્ધિ પ્રાપ્ત થવાની છે? મારી પાસે આશીર્વાદ માગવા કરતાં આપજ મને આશીર્વાદ આપો! હવે આપ બાજુએ ઉભાં રહો અને હું બોલું તે મુજબ તમે........ પરંતુ આ શું? આ સ્વાર આ તરફ ક્યાંથી આવે છે? હયો અહીંજ આવી પહોંચ્યો."

ઉપર મુજબ મથુરાંનાથજીના બોલતાં–બોલતાંજ ચાલીસથી પચાસ સ્વારો કમલકુમારીને માટે તૈયાર કરેલી ચિતાની આજુબાજુ વિટલાઇ વળ્યા. અને પૂછવા લાગ્યા;—અહીં શું છે? આ શું થાય છે? આ જોઇ કમલકુમારીને બહુજ દુઃખ ઉત્પન્ન થયું. અને તેના સતી થવાના અંતિમ કાર્યમાં વિઘ્ન પડ્યું. હવે પછી શું થશે તેની ચીંતા કમલકુમારી તથા તેના સાથીયોને થવા લાગી. મથુરાંનાથજીએ સાહસ કરીને પૂછયું કે–આપ ક્યાંથી આવો છો? મથુરાંનાથજી બોલતા હતા એટલામાં તો એક સ્વાર આગળ આવી બોલવા લાગ્યો;–કોણ? કમલકુમારી? શું તું

સતી થવા તૈયાર થઈ છે? તને સતી થવાની કોણે રજા આપી? આ કોણ તારા બાપ સંગ્રામસિંહ? વાહ! વાહ!!

સંગ્રામસિંહ તથા કમલકુમારી પોતાનાં નામ સાંભળી આશ્ચર્ય પામ્યાં, ધ્યાનપૂર્વક જોવા છતાં તેઓ તે બોલનાર વ્યક્તિને ઓળખી શકયાં નહિ. અંતમાં કમલકુમારી પોતે તેના ઘોડા આગળ જઇ કહેવા લાગી;–"ભાઈ તમે ગમે તે હો. પરંતુ મારા આ અંતિમ કાર્યમાં વિઘ્ન ન નાંખશો. હું મારા સંબંધીયોની ઇચ્છા વિરૂદ્ધ અહિં સતી થવા આવી છું. અને હું મારા સતીધર્મનું પાલન કરવા તૈયાર થઇ છું. સ્વર્ગનું દ્વાર અત્યારે મારે માટે ખુલ્લું છે. એટલા માટે કૃપા કરી મારા સુખમય કાર્યમાં વિઘ્ન ન નાંખસો. જો આપ રાજપુત હો તો હું તમારી ધર્મની બહેન છું. આપ મને સતી ધર્મનું પાલન કરવા દો. અને આપ કદાચ રાજપુત ન હો તોપણ મારા ધર્મ કાર્યમાં આડખીલી ન થાવ."

ઉપર મુજબના શબ્દો કમલકુમારીએ એવાતો ધૈર્યપૂર્વક કહાડયા હતા કે તે સાંભળનાર સ્વાર થોડો સમય આશ્ચર્ય પૂર્વક–કાષ્ટ પૂતળા જેવો એકી ટશે તેના મોં સામુ જોઈ રહ્યો. કોણ જાણે એ વખતે એના મનમાં શું વિચાર ઉત્પન્ન થયો હશે. "એના ધર્મ કાર્યમાં વિઘ્ન ન નાંખવું, એમ વિચારતો હોય કે શું? ક્ષણમાત્રને માટે કદાચ એ વિચાર તેના હૃદયમાં ઉત્પન્ન થયો હોય! પરંતુ એ વિચાર તેના હૃદયમાં વધુ વખત સ્થાન મેળવી શકયો નહિ. એણે પોતાના મનમાં કોણ જાણે શું એ વિચાર કરી કમલકુમારી પ્રત્યે કહ્યું:–" કમલકુમારી! હું

કોણ છું એ બતાવવાનો અત્યારે સમય નથી. હવે હું તને સતી ન થવા દેતાં મારી સાથે લઇ જઇશ. જો તમારી સાથેના માણસો બુદ્ધિશાળી હશે તો જરૂર મારા વિચારને મળતા થશે. નહિતો...

પરંતુ સંગ્રામસિંહ તુરતજ તેની સન્મૂખ જઇ ઉભા રહ્યા અને બોલ્યા; "શું કહ્યું ? શું તું એ નથી જાણતો કે સિંહને છેડ-વાથી શિયાળની શું ગતિ થાય છે ? હરામખોર સતી ધર્મમાં વિઘ્ન નાંખનારને પ્રાણદંડનીજ શિક્ષા મળવી જોઇએ."

એટલું બોલતા બોલતામાં તો સંગ્રામસિંહનું શરીર ક્રોધથી ધ્રૂજવા લાગ્યું. આંખો લાલ અગ્ની સમી થઇ ગઇ. તેણે તરત પોતાની તલવાર મ્યાનમાંથી કહાડી તેના ઉપર ઘા કર્યો. જોત જોતામાં બન્ને બાજુના માણસોએ પોત પોતાની તલવાર મ્યાન બહાર કાઢી સામસામી લડવા લાગ્યા.

વાંચક મહાશયોને અત્રે ચિંતા થશે કે કમલકુમારીને સતી થતાં અટકાવનાર અને પોતાની સાથે લઈ જવાની ઇચ્છા રાખનાર પુરુષ કોણ હશે ? અત્રે હમો વાંચક બંધુને એટલુંજ કહેવા માગીએ છીઓ કે—સતિ થવાના ધર્મ કાર્યમાં વિઘ્ન નાંખનાર અધમ પુરુષનું નામ ઉદયભાનુ છે. એનો વિશેષ પરિચય તથા યુદ્ધનું પરિણામ આગળ ઉપર આપના જાણવામાં આવશે.



# પ્રકરણ ૨ જું.



## ઉદયભાનું.

ઓછું પાત્ર ને અદકુ ભણ્યો;
વઢકણી વહુએ, દીકરો જણ્યો;
મારકણો સાંઢ, ચોમાસુ ચર્યો,
કરડકણા કુતરે, હડકવા હલ્યો.

**ભક્ત કવિ અખો.**

બડા બડાઇ ન કરે, બડા ન બોલે બોલ,
હીરા મૂખસે ન કહે, લાખ હમારા મોલ.

બાદશાહ ઔરંગઝેબનું ધર્માભિમાન કહો કે ધર્માંધપણું કહો એ ઇતિહાસ પ્રેમી વાંચક બંધુઓને સારી રીતે માલમ હશે, જો કદી એકાદ રાજપુત પોતાનો હિંદુ ધર્મ તજી મુસલમાન બને તો ઔરંગઝેબને પોતાના પિતૃઓને સ્વર્ગમાં પહોંચાડવા જેટલો કે પુત્ર પ્રાપ્તી થયા જેટલો આનંદ થતો. જે કુલિન રાજપુતો ઉપર એની દાઢ હતી તે કુટુંબ પૈકીનો કોઇ હીન પુરૂષ જો ઇસ્લામ ધર્મ સ્વિકારે તો આલમગીર તેની ખુશાલીમાં આનંદોત્સવ ઉજવતો હતો. ઉદયભાનું કુલિન રાજપુત નહોતો, એ મેવાડના એક ઉચ્ચ સરદારનો દાસી પુત્ર હતો. પરંતુ તેણે પોતાની ઉત્પત્તિનો સાચો હેવાલ છુપાવી પોતે ઉચ્ચ કુટુંબનો કુલિન રાજપુત છે એમ બતાવવા લાગ્યો. ઉચ્ચતાની

લાલસાએ તેને એટલો તો મદોન્મત્ત બનાવી દીધો કે ઉદય-પુરના દરબારમાં સરદારી મેળવવાની ઈચ્છા પ્રાપ્ત થઇ. કોઇ પણ મનુષ્ય ઇચ્છે તો પોતાની ઉત્પત્તિના ખરા સિદ્ધાંત ઉપર ઉભો રહી પોતાનાં કર્તવ્યોની ઉચ્ચતાથી મોટો બની શકે છે. અને એવા મનુષ્ય આગળ માન, પદ, ઇજ્જત તથા ધન-ધાન્ય સામે આવી હાથ જોડી ઉભું રહે છે, એવા અનેક દાખલા આપણા ઇતિહાસ અને પુરાણોમાં સુપ્રસિદ્ધ છે. પરંતુ જે કોઇ એથી ઉલટું વર્તન કરે છે. તેવા માણસને આપણે આ પ્રકરણને મથાળે ભક્ત કવિ અખાના શબ્દોમાંજ દુનિયાં ઓળખે છે. અર્થાત્ ઉચ્ચતા સાધવા જતા નીચતાજ સંધાઇ જાય છે. અને એવીજ દશા ઉદયભાનુની થઇ હતી. તેનામાં જેમ-જેમ પોતાની વીરતાનો ઘમંડ અને સરદારી મેળવવાની તૃષ્ણા વધતી ગઈ તેમ-તેમ તેની ઉત્પત્તિનો ખરો હેવાલ લોકોમાં વધતો ગયો. અને તે એટલે સુધી કે લોકો તેને મોઢે દાસીપુત્ર કહેવા લાગ્યા.

ઉદયભાનુ શૂરવીર, જોવામાં સુન્દર, ભવ્ય-સ્વરૂપ, તેજસ્વી અને ચતુર હતો. તેને મોટો અને કુલિન બનવાની અતિ ઉત્કંઠા હતી પરંતુ ઘમંડી અને દાસી-પુત્ર હોવાને કારણે ઉદયપુરના દરબારમાં પોતાની ઇચ્છા પ્રાપ્ત કરવાનો પ્રસંગ મળ્યો નહતો. પોતાના જન્મ સંબંધી કલંકને દુર કરવા તેમજ રાજ દરબારનાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરવા ઘણાજ પ્રયત્નો કર્યા. પરંતુ તેની ઇચ્છા મુજબ કંઇ થઇ શકયું નહિ. સરદારી મેળવવા તે અહોનિશ પ્રયત્ન કર્યા કરતોજ હતો. દરબારના એક કુલિન સરદારની એક તરૂણ કુમારીની સાથે વિવાહ કરવાનો તેણે તન-મન-ધનથી

પૂર્ણ પ્રયત્ન કર્યો. પરંતુ દાસી-પુત્ર હોવાના કલંકને લીધે તેનો એ પ્રયત્ન સફળ થવા પામ્યો નહિ.

જે કન્યાની સાથે ઉદયભાનુની લગ્ન કરવાની ઇચ્છા હતી. તે કન્યાનું નામ **કમલકુમારી** હતું. તે સંગ્રામસિંહ નામના એક કુલિન ખાનદાન સરદારની માત્ર એકનીએક કન્યા હતી. ઉદયભાનુએ પોતાની એ ઇચ્છા સંગ્રામસિંહ આગળ પ્રગટ કરી. તેના પ્રત્યુત્તરમાં સંગ્રામસિંહે ક્રોધ અને ઘૃણાની સાથે કહ્યું કે:– "હંસ કન્યાનો સંબંધ હંસ કુળમાંજ થશે. કાગ પોતાની પાંખને ગમે તેટલી ચુનામાં પલાળી જોઇએ તેટલી સફેદ કરે પરંતુ હંસ કન્યા તેને કદાપી વરમાળ આરોપશે નહિ.

સંગ્રામસિંહ તરફથી આવા તિરસ્કારયૂક્ત જવાબથી ઉદભાનુને અત્યંત લાગી આવ્યું. અને જયારે તેણે જાણ્યું કે કમલકુમારીનો લગ્નસંબંધ વીરસિંહની સાથે થઈ ગયો. ત્યારે એના ક્રોધ અને નિરાસાનો પાર રહ્યો નહિ. વીરસિંહનો જન્મ શુદ્ધ ક્ષત્રીય કુળમાં થયો હતો. અને ઉદયભાનુ એક રીતે એનો ભત્રીજો લાગતો હતો. અર્થાત્ ઉદયભાનુના તથા વીરસિંહના પિતા બન્ને સગા ભાઇ થતા હતા. પરંતુ ઉદયભાનુ દાસી-પુત્ર હોવાથી તેની સાથે વીરસિંહ સગાઈનો સંબંધ રાખતો નહિ. વીરસિંહ અને ઉદયભાનુની ઉમ્મર લગભગ સરખીજ હતી. તેમજ વિદ્યાભ્યાસ પણ સાથે સાથે બેસીનેજ કર્યો હતો. રાજદરબારમાં પ્રવેશ કરવાની ઉમ્મર લાયક થતાં વીરસિંહ શુદ્ધ ક્ષત્રીય કુટુંબનો હોવાથી તેને દરબારમાં એક સરદારની જગ્યા પ્રાપ્ત થઈ ગઇ.

એટલુંજ નહિ પરંતુ મહારાણા રાજસિંહનો પ્રેમ પણ તેના ઉપર દિવસે દિવસે વધવા લાગ્યો, અને એ કારણથી ઉદયભાનુના હૃદયમાં દ્વેષ અને ઇર્ષાની અગ્નિ સળગવી સહજ વાતજ હતી !

અનેક પ્રકારના યત્નો કરવા છતાં ઉદયભાનુની અભિલાષા સિદ્ધ ન થઇ. તેને રાજદરબાર તરફથી કંઇપણ પદ પ્રાપ્તી થઇ નહિ. જેથી એણે કપટ–નાટક રચનાનો આરંભ કર્યો, અને ઔરંગઝેબને જઇ મળ્યો. ઔરંગઝેબ તો એવુંજ શોધતો હતો. તે હમેશાં એજ વિચાર કરતો હતો કે મહારાણા રાજસિંહ અને તેના કુટુંબને કઇ રીતે બાદશાહી નીચે દાબી શકાય. પરંતુ રાજસિંહ કંઇ સાધારણ પુરુષ નહોતા. ઔરંગઝેબને જેટલી પ્રબળ ઇચ્છા મહારાણા રાજસિંહને આધીન કરવાની હતી એટલીજ પ્રબળ ઇચ્છા મહારાણા રાજસિંહના મનમાં પણ હતી કે, કઇ રીતે સર્વ રાજપુતો એકત્ર થઇ ઔરંગઝેબને યુદ્ધમાં પરાસ્ત કરીએ અને ભારત વર્ષમાંથી મોગલપાદશાહી નષ્ટ કરીએ.

ઔરંગઝેબે કદીપણ પોતાના કાર્ય–સાધનામાં સરલ માર્ગ ગ્રહણ કર્યોજ નહોતો. તે હમેશાં વક્ર નીતિનો માર્ગ અવલમ્બન કરીનેજ પોતાના કાર્યની સિદ્ધિ કરતો હતો. અને એજ રીત રાજસિંહને આધિન કરવામાં વાપરવા માંડી. કોઇપણ રસ્તે ઉદયપુરમાં ટંટો–ફીસાદ થાય અને લોકો માંહેમાંહ્ય લડી મરે તો પોતે ધારેલી મુરાદ સત્વર પ્રાપ્ત થાય. અને તેને માટે એણે કાર્યની શરૂઆત કરી દીધી. અને ભાગ્યવશાત્ ઉદયભાનુ તેમાં સહાયક મળી ગયો. એટલે પછી પૂછવુંજ શું ? ઉદયભાનુ

નો પ્રભાવ ઔરંગઝેબના દરબારમાં ઘણોજ વધવા પામ્યો. શાહી દરબારમાં પોતાનું પ્રભૂત્વ વધેલું દેખી ઉદયભાનુ મદોન્મત બની ગયો. મહારાણા રાજસિંહે ઉદયભાનુની વર્તણુક ઉપર વહેમ લાવી તેને મેવાડની સરહદ બહાર કાઢયો. એવા કપટી પુરૂષને એટલી શિક્ષા બસ નહોતી. પરંતુ ભાગ્ય બળવાન હોવાથી પ્રાણ દંડની શિક્ષામાંથી બચવા પામી નામ માત્રનીજ શિક્ષાથી બચી ગયો.

અત્યાર સુધી ઔરંગઝેબના દરબારમાં તેને સંતાઇ છુપાઇને જવું પડતું પરંતુ હવે તો તે છડેચોક દીલ્લીમાં ઔરંગઝેબ પાસે ગયો. તે દેખાવમાં સુન્દર, વિલક્ષણ શૂરવીર તથા બોલવામાં ચતુર અને કુટિલ નીતિમાં પ્રવિણ હતો. જેથી થોડાજ સમયમાં ઔરંગઝેબને પ્રિય થઇ પડયો. ઔરંગઝેબે એને પોતાના પક્ષમાં લઇ સાથે-સાથે ઇસ્લામ ધર્મની દીક્ષા પણ આપી દીધી. અને તે બાદ દીલ્હી દરબારમાં ઉદયભાનુને ઉચ્ચકોટિના સરદારની જગ્યા આપી. ઉદયભાનુની ઘણા દિવસોની પ્રબળ ઇચ્છા આજે પરિપૂર્ણ થઇ.

ઔરંગઝેબને કુટિલ નીતિ ઉપર બહુજ પ્રેમ હતો. રાજપુતોનો નાશ રાજપુતોના હાથેજ થાય એ એની પ્રબળ ઇચ્છા હતી. અને એવીજ ઇચ્છા મહારાજા શિવાજીનો ઉચ્છેદ કરી તેમણે સ્થાપેલા રાજ્યનો અંત લાવવા માટે હતી. પરંતુ દીલ્હીની તુરંગમાંથી આશ્ચર્યકારક રીતે છૂટા થઇ ચાલી જવાથી ઔરંગઝેબને એટલું તો ખરાબ લાગ્યું હતું કે, જો કોઇ તેની સન્મુખ આવી તેની દાઢી તાણી લે તોપણ એટલું અપમાન કે દુઃખ ન

લાગે. ઔરંગઝેબ હમેશાં એજ વિચારતો કે હું કપટનીતિમાં આટલો નિપૂર્ણ અને મારી કાર્ય ચાતુરીથી શિવાજીને સપડાવી કેદમાં નાંખ્યો છતાં મારી આંખોમાં ધૂળ નાંખી તે ચાલી ગયો. એ મારી નિર્બળતા કે ફજેતીને માટે શું ઓછું છે? અને એ વાત જ્યારે–જ્યારે એને યાદ આવતી ત્યારે ત્યારે તે પોતાના મન સાથે શરમાતો પરંતુ શિકાર છટકી જવા બાદ શિકારીએ હાથ પગ જોડી બેસી રહેવામાં લાભ શું? એ મુજબ ઔરંગઝેબ ચુપચાપ બેસી રહ્યો નહિ. અર્થાત્ એણે પોતાની કુટિલ નીતિનો આરંભ કરી દીધો. પ્રથમ તો એણે શિવાજી મહારાજ સાથે સલાહ કરવાના કાર્યની શરૂઆત કરી. શિવાજી દીલ્હીની તુરંગમાંથી નાસી જવા બદલ પોતાને કંઇપણ ક્રોધ વા દુ:ખ ઉત્પન્ન થયું નથી. એમ જણાવ્યું. સાથે–સાથે એ પણ જણાવ્યું કે, કેટલાક કિલ્લા અને ઇલાકા શિવાજીનાજ છે, તે ઉપરાંત શાહી રાજ્યમાંથી કેટલોક ભાગ અને કિલ્લાઓ આપી શિવાજી મહારાજની સત્તામાં વૃદ્ધિ કરવા બાદશાહ ઔરંગઝેબની ઇચ્છા છે. પરંતુ ઉપર મુજબની ઔરંગઝેબની ઇચ્છા શિવાજીને પુનઃ પોતાના પંઝામાં સપડાવવાની હતી. જશવંતસિંહ તથા શાહજાદા મુઆજીમને એણે વખતો વખત મળી એવી સૂચના કરી હતી કે, "કોઈપણ પ્રકારે પુનઃ એક વખત શિવાજીને દિલ્હી મોકલો, એને જે જોઇએ તે આપો. કદાચ એમ પણ જણાવવું પડે કે તમો મારી વિરૂદ્ધ છો. યા તો મારી સામે બંડ જગાડવાવાળા છો. તો તેવું જણાવતાં જરાપણ અચકાશો નહિ. કોઇપણ પ્રકારનો વિશ્વાસઘાત કરો, પરંતુ તેને કેદ કરી એક વખત

દીલ્હી મોકલી આપો.”

પરંતુ શિવાજી મહારાજની ચાતુરી આગળ ઔરંગઝેબની કપટનીતિની દાળ ગળી નહિ. શિવાજી ફરીથી ઔરંગઝેબથી ઠગાયા નહિ તેમજ ઔરંગઝેબ શિવાજીને છળી શક્યો નહિ. એ બાબતનો પશ્ચાતાપ ઔરંગઝેબને મરણની છેલ્લી ઘડી સુધી રહ્યો. શિવાજી, ઔરંગઝેબની કપટનીતિ સમજી ગયા હતા. એટલે દીલ્હીથી પાછા આવ્યા બાદ ઔરંગઝેબ તરફની વાત કે સત્તા પર કદી પણ વિશ્વાસ રાખ્યો નહિ. જયારે જયારે એમને રાજયવૃદ્ધિ કરવાનો સમય મળતો, ત્યારે ત્યારે શાહી કરારનામાને લાત મારી પોતાનું કાર્ય સાધી લેતા. એ કાર્યક્રમ તેમણે પોતાની જીંદગી પર્યંત જારી રાખ્યો હતો.

જશવંતસિંહ તથા શાહજાદા મુઆજીમને ઔરંગઝેબની ઇચ્છા મુજબ કાર્ય કરવામાં સફળતા પ્રાપ્ત થઇ નહિં. ઘણા દિવસો વ્યતિત થઇ જવાથી કપટી ઔરંગઝેબના હૃદયમાં શક ઉત્પન થયો કે, રખેને શિવાજીએ એ લોકોને પોતાના પક્ષમાં લઇ લીધા હોય? એ શંકાના નિવારણ માટે કોઇ સરદારને સૈન્ય સાથે દક્ષિણ પ્રદેશમાં મોકલી જશવંતસિંહ અને મુઆજીમ ઉપર દેખરેખ રાખવા નિશ્ચય કર્યો. એ કાર્યને માટે લાયક સરદારનો વિચાર કરતાં ઉદયભાનુનું નામ તરત સુઝી આવ્યું. તરતજ ઉદયભાનુને બોલાવીને કહ્યું કે–તમે અગ્નેથી એક હજાર રાજપુતોને લઇને દક્ષિણ પ્રાંતમાં જાવ, ત્યાં જઇ જશવંતસિંહ તથા શાહજાદાને મારો આ ખરીતો આપજો, ત્યાંથી તેઓ

તમોને ત્રણ હજાર સૈનિક આપશે તે લઈ આપ સિંહગઢના કિલ્લામાં રહો. તમારા જેવા બાહોશ અને શૂરવીર સરદારની એ કિલ્લામાં જરૂર છે. શિવાજી સાથે સુલેહ કરતી વખતે એ કિલ્લો શિવાજીને નહિ આપવાનું કારણ એટલુંજ કે, એ કિલ્લો આપણા કબજામાં હોય ત્યાં સુધી દક્ષિણ પ્રાંત શિવાજીની સત્તામાં હોવા છતાં આપણા સ્વાધીનમાંજ ગણાય. શાહજાદો મારો ખરીતો વાંચતોજ એ કાફર મારી ઇચ્છા શું છે એ તરતજ સમજી જશે. અને પ્રથમ સિંહગઢનો કિલ્લો સ્વાધીન કરવાની તજવીજ કરશે. તે પહેલાં તમારા જેવા શૂરવીરના સ્વાધીનમાં એ કિલ્લો સોંપવો મને વધારે ઠીક લાગે છે. વળી ત્યાં રહી એક બીજુ કામ પણ તમારે કરવાનું છે. અને તે એ કે—જશવંતસિંહ બેઇમાન બની તે કાફરને મળી ગયો છે કે કેમ? એ બાબત બરાબર તપાસ કરી મને ખાનગીમાં જરૂર લખી મોકલવું. જો આ બાબતની આપ બરાબર તપાસ કરી શકશો તો તમે જાણો છો કે મારૂ નામ આલમગીર છે. હું તેનું રાજ્ય છીનવી લઈ તમોને સ્વાધીન કરીશ. તપાસ કરવામાં તમને યશ મળશે તો એ રાજપુત તમોને પગે લાગશે, આજીજી કરશે પરંતુ તમો તેના કોઈપણ ફંદમાં પ્રસાતા નહિ.

પોતાના અભ્યુદયનો ઉત્તમ સમય હાથ લાગ્યો જાણી ઉદયભાનુને અત્યાનંદ પ્રાપ્ત થયો. કદાચ જશવંતસિંહ બેઇમાની બની ઔરંગઝેબ સાથે દાવપેચ રમી રહ્યા હશે તો તો એને બદનામ કરવામાં મને ઝાઝી મહેનત પડશે નહિ, કદિ તેમ નહિ હોય તોપણ મારી અલૌકિક બુદ્ધિ દ્વારા કોઈપણ

રીતે બાદશાહની દષ્ટિમાં બેઈમાન સાબીત કરી જોધપુરનું તખ્ત મેળવી શકીશ. એટલુંજ નહિ તો ઓછામાં ઓછું દક્ષિણની સૂબેદારી તો બાદશાહ જરૂર મને આપશેજ. એ મુજબ વિચાર કરીને ભવિષ્યનો કાર્યક્રમ નિશ્ચય કર્યો. બાદશાહે દીલ્લીથી એક હજાર સૈનિક સાથે લઇ જવા કહ્યું હતું અને ત્રણ હજાર જશવંતસિંહ પાસેથી લેવાના હતા, એટલે કુલ ચાર હજાર તથા એટલા સૈન્યની સેવા કરનાર બીજા બે ત્રણ હજાર માણસો મળી છ સાત હજાર માણસોનું સૈન્ય લઈ જોધપુરના ભાવિ મહારાજા અને દક્ષિણના સુબેદાર ઉદયભાનુની સ્વારી મનમોદક જમતાં-જમતાં દીલ્લીથી રવાના થઇ.

જ્યારે કોઇ હલકા પાત્રને મોટો અધિકાર પ્રાપ્ત થાય છે ત્યારે તે પોતાના મનમાં એ વિચાર કરે છે કે અગાઉ જેમણે મારી હીનાવસ્થા જોઈ છે. તેમને હવે મારી સત્તા બતાવી નીચા બનાવી દઉં દીલ્લીથી દક્ષિણ જવા માટે બીજા સરલ રસ્તા હોવા છતાં એને એવી પ્રબળ ઉત્કંઠા હતી કે એકવાર મોટા ઠાઠમાઠથી ઉદયપુરની સદહદમાં થઇ પસાર થવું જોઈએ. કે જેથી એ લોકો સમજી જાય કે અત્યારે મારો અધિકાર અને સત્તા જોયા પછી તેઓ મારા તરફ માનની દ્રષ્ટિથી જોતા થશે. આ વખતે એની પાસે જે સૈન્ય હતું તે એના સંપૂર્ણ અધિકાર માંજ હતું. એટલે એ જેમ કહે તેમ વર્તવામાં કોઇનો હસ્તાક્ષેપ નહોતો. જેથી સૈન્ય અર્વલી પર્વતની પાસેથી જે રસ્તો દક્ષિણ જવા નીકળતો હતો તે તરફ ચાલ્યું. સેનાપતિ ઉદયભાનુએ આનંદ પૂર્વક મદોન્મત્ત બની સૈન્ય સાથે ચાલવા માંડયું. જાણે તેઓ

કોઇ તરૂણ સુન્દરી સાથે લગ્ન કરવા જતા હોય!

ઔરંગઝેબના કારભારમાં તમામ મુગલ સૈન્ય આળસુ અને વ્યસની થઇ ગયું હતું. લુંટ-ફાટમાંજ એમની નજર રમ્યા કરતી હતી. લુંટમાં કનક અને કાન્તાનીજ ચિંતામાંજ મગ્ન રહેતા એટલે જ્યાં ઉદયભાનુની સેનાનો પડાવ થતો ત્યાં ખેતીનો નાશ થઇ જતો. અને ચારે બાજુએ કેર અને હાહાકાર વર્તાતો. ગૃહસ્થોને પોતાની માલ-મિલકત સાચવવાની વાત તો દુર રહી પરંતુ તેમને પોતાની ઇજ્જત સાચવવાનાં પણ ફાંફાં પડતાં. શિયળ -રક્ષણ માટે સ્રીયો પોતાના દેહનું બળિદાન આપી મોગલ સૈન્યથી પોતાનો છૂટકો કરતી. એ મુજબ ઠાઠમાઠ સાથે દેશનો નાશ કરતી મોગલ સેના મહા પરાક્રમી, બળી અને શૂર સેનાપતિના અધિકારમાં અહોનિશ આનંદ કરતી દક્ષિણ તરફ ચાલી રહી હતી.

ઉદયપુરના મહારણા રાજસિંહની નિઃસ્પૃહા અને સ્પષ્ટ વાદિતાને લીધે ઔરંગઝેબના મનમાં એમને માટે ઘણોજ દ્વેષ હતો. મહારાણા રાજસિંહ, ઔરંગઝેબથી સદૈવ ચેતતા રહેતા હતા. કોણ જાણે કયે વખતે, અચાનક, કોઇપણ રસ્તેથી શાહી સેના ઉદયપુર રાજ્યમાં ઘુસી ન જાય તે માટે તેમણે પોતાના રાજ્યની સરહદ પર સ્વરાજ્ય અને સ્વધર્મ માટે પ્રાણ અર્પણ કરવાવાળા વિશ્વાસપાત્ર સૈનિક રોકી રાખ્યા હતા. કમલકુમારીનો પતિ વીરસિંહ સાચો રાજપુત વીર અને મુગલોનો કટ્ટો શત્રુ હતો. મહારાણા રાજસિંહનો તેના પર ઘણોજ પ્રેમ અને વિશ્વાસ

હતો. એટલે સરહદના રક્ષણ માટે તેની નિમણુંક કરવામાં આવી હતી. ઉદયભાનુને અવંતીના રસ્તે જવાનું કંઇપણ પ્રયોજન નહોતું. પરંતુ તેના જેવી તુચ્છવૃત્તિના પુરૂષને પોતાની પ્રતિષ્ઠા વધારવાનો બીજો કયો માર્ગ હતો? જે રાજ્યમાંથી રાજસિંહે મને નાલાયક ગણી બહાર કાઢયો છે. તે રાજ્યમાંથી આવડી મોટી સેનાનો સેનાપતિ બની જઇ રહ્યો છું, એ બતાવવાને માટેજ એણે એ રસ્તે થઈ જવાનો નિશ્ચય કરેલો. વળી તેની એ પણ ઇચ્છા હતી કે પોતાનું પરાક્રમ બતાવી ઉદયપુર રાજ્યની કંઇપણ હદ તાબે કરાય અને થોડા–ઘણા રાજપુતોને પકડી બાદશાહ સન્મુખ રજુ કરે તો શાહી દરબારમાં મારી પ્રતિષ્ટા સર્વોત્તમ બને. આજ કાલ પરમાત્મા મારી સાનુકુળ છે, અને બાદશાહની ઇચ્છા મુજબ કાર્ય પાર પડશે તો મને ઘણોજ લાભ મળશે. એ મુજબ મનમાં વિચારતાં આનંદપૂર્વક એક દિવસ મેવાડની સરહદના એક ધીચ જંગલમાં પહોંચ્યો. ત્યાં તેણે એક અતિ રમણીક સ્થાન જોઈ સૈન્યને પડાવ નાંખવાની આજ્ઞા કરી. અને પોતે પચાસેક સ્વાર લઇ મૃગ્યાને માટે નીકળી પડયો. શિકાર શોધતાં–શોધતાં જ્યાં કમલકુમારી ચિતા ખડકાવી સતી થવા માટે ઉભી હતી. તે બાદ જે કંઈ બન્યું તેનું વર્ણન પહેલા પ્રકરણમાં આપી ગયા છીએ. પરંતુ તે બાદ શું થયું એ જાણવાની વાંચક બંધુઓને પ્રબળ ઇચ્છા હશે. એટલે હવે વાંચક બંધુઓની દ્રષ્ટિમર્યાદાને એ યુદ્ધ તરફ આકર્ષિત કરીએ છીએ.

કમલકુમારી પોતાના પતિનું સ્મરણ કરી આનંદપૂર્વક

ચિતામાં પ્રવેશ કરવાની તૈયારીમાંજ ઉભી હતી. એટલામ તો એ લોકોએ આવી તેને ઘેરી લીધી. અને સતી થવા દીધી નહિ. તેમજ ઉદયભાનુએ કમલકુમારીને પોતાની સાથે ચાલવા માટે કહ્યું.

આ આવનાર વ્યક્તિ કોણ હશે કે જેણે વિના કારણ હમોને ઘેરી લીધા છે? એ વિષયમાં સંગ્રામસિંહ તથા તેમના સાથીદારોએ ઘણા તર્ક-વિતર્ક કર્યા. હિંદુ સ્ત્રી-રાજપુત ક્ષત્રીય સ્ત્રી પોતાના પતિ પાછળ જવાને તૈયાર હોય, તેવા પવિત્ર કાર્યમાં વિઘ્ન નાંખનાર કોણ હોઇ શકે? તે ક્ષત્રીય-રાજપુત અથવા હિંદુ હોવા વિષે તેમને શક ગયો નહિ. દરેકે ધાર્યું કે કોઇ મુસલમાન હશે કે શું? પરંતુ થોડાજ વખતમાં એ ભ્રમનું નિવારણ થઈ ગયું. પોતાના સ્વારોને જે માણસ લડાઇ કરવાની આજ્ઞા આપી ઉશ્કેરી રહ્યો હતો. તેના બોલવા ચાલવાના રંગ ઢંગ ઉપરથી જણાઇ આવ્યું કે તે કોઇ મુસલમાન તો નથીજ, પરંતુ એવા ભયાનક અરણ્યમાં જાતિ નિર્ણયને માટે તર્ક-વિતર્ક કરી સ્વરક્ષા કરવામાં વિલંબ કરવો ઉચ્ચીત નહોતો. જેથી એ દુષ્ટ વિઘ્નકારીનો સંહાર કરવાને માટે બધા તેના પર તૂટી પડયા. સ્વયં સંગ્રામસિંહે પોતાની તરવારનો એક ઘા પ્રથમ ઉદયભાનુ ઉપર કર્યો. લડાઈ પુર જોરમ શરૂ થઈ ગઇ. અને થોડીજ પળોમાં ઉદયભાનુનાં માણસો પૃથ્વીપર પડવા લાગ્યા. પરંતુ કયાં ઉદયભાનુના પચાસ સ્વારો અને કય આ બાજુનાં સાત આઠ માણસો! હવે એ યુદ્ધનું પરિણામ શું આવે એ કહેવાની જરૂર છે? સંગ્રામસિંહની સાથે જેટલા માણસો હતા તે સર્વ સ્વર્ગમાં વિચરી ચુકયા, ફક્ત કમલકુમારી,

દેવલદેવી અને સંગ્રામસિંહજ જીતી ખસ્યાં એટલે ઉદયભાનુએ લડાઇ બંધ રખાવી એ ત્રણે જણને કેદ કરાવ્યાં. આ યુદ્ધમાં સંગ્રામસિંહ ઘણોજ ઘાયલ થયો હતો.

કમલકુમારી તથા સંગ્રામસિંહને કેદ કરીને ઉદયભાનુ બહુજ ખૂશ થયો. એ હર્ષના આવેગમાં તેનું મોં મધ્યાન્હ-ભાનુના જેવું દેદીપ્યમાન દેખાવા લાગ્યું. અને મન સાથે વિચારતો હોય કે હવે ઇંદ્રનું ઇંદ્રાસન નજીકજ હશે. દક્ષિણ જતાં અર્વલીને રસ્તે જવાના વિચારમાં જરૂર કંઈ ઇશ્વર શંકેત હોવો જોઇએ; ખરેખર આજકાલ મારા ભાગ્યનો સિતારો ચડતો છે. અથવા ફેંકેલા પાસા પણ સીધા થઈ જાય છે. મારા હાથમાં આવેલી માટી પણ સોનુ બની જાય છે. દક્ષિણ જતાં રસ્તામાં કમલકુમારી મળી જશે એ મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું. કદાચ કોઇ જોષી આ વિષયમાં ભવિષ્ય ભાખતે તોપણ મને એ વાત ઉપર વિશ્વાસ ન આવત. પરંતુ આજે જે કંઇ અકસ્માત્ સિદ્ધ થયું તે કાર્ય સ્વર્ગનું રાજય મળવાથી પણ અધિક છે. એમ વિચાર કરતો અને મલકાતાં–મલકાતાં સંગ્રામસિંહ પાસે જઇ ઉભો રહ્યો અને બોલ્યો:—

"સરદાર સાહેબ! હંસ કન્યા હંસ કુળમાંજ જશે, કાગને ત્યાં નહિજ જાય એ આપનો નિશ્ચય હતો. પરંતુ હવે આપ શું કરશો? જે હંસને આપે હંસ કન્યા સોંપી હતી તે હંસને તો માનસરોવર તરફ ગયે બહુ દિવસ થઇ ગયા. અને હંસ કન્યા અત્યારે તો કયા કાગડાના હાથમાં પડી છે. કહો હવે આપની ઇચ્છા શું છે? એ તો તમારી પાસેથી તે હંસની

પાછળ જતી હતી. પરંતુ તેના ભાગ્યમાં કાળા કાગડાની સાથે રહીનેજ જીવન-નિર્વાહ કરવાનું લખાએલું તે મીથ્યા કોણ કરી શકે? આપ કહો કે કાળા-કાગડાના હાથમાંથી છૂટકારો મેળવવાનો આપની પાસે કંઈ ઉપાય છે? આપે મૌન કેમ ગ્રહ્યું છે? પ્રત્યુત્તર કેમ આપતા નથી?"

સંગ્રામસિંહને ઘણાજ કારી જખમો લાગ્યા હતા. કમલકુમારી તથા દેવલદેવી પોતાનાં કપડાં ફાડી ફાડી ઘા ઉપર પાટા બાંધી રહી હતી. દુષ્ટ ઉદયભાનુનાં વાકયોથી તેમના હૃદયમાં અત્યંત દુઃખ થયું પરંતુ તે બિચારીયો શું કરી શકે? દુષ્ટને ઉત્તર આપવો એ તેને જીભ આપવા જેવું છે, એમ સમજી તેઓ ચુપજ રહીયો. ઘાવ અંદરથી રકતશ્રાવ અધિક થવાથી સંગ્રામસિંહ આંખો મીચી પડી રહ્યા હતા ઉદયભાનુનાં કટુ વાકયોનો પ્રત્યુત્તર આપવા દેવળદેવીની ઇચ્છા હતી, પરંતુ તેમ નહિ કરવાની કમલકુમારીની ઇસારતને એણે માન આપ્યું હતું.

પોતાના શત્રુપ્રતિ મત્સરપૂર્ણ કટુવાકય કહેવામાં દુષ્ટ મનુષ્યનું એ તાત્પર્ય હોય છે કે, પ્રતિપક્ષી એના બદલામાં કંઇક કટુ શબ્દો કહાડે તો પછી પોતાને ગમેતેમ ગાળો ભાંડવાનો પ્રસંગ મળે. પરંતુ જો પ્રતિપક્ષી તેનાં કટુ અને મર્મભેદી શબ્દોને સાંભળી ચુપ બેસી રહે. કટુવચનો શાન્તિપૂર્વક સહન કરી લે તો ગાળો દેનારને દશઘણો ક્રોધ ઉત્પન્ન થાય છે. આ વખત ઉદયભાનુ એજ દશાને પ્રાપ્ત થયો. સંગ્રામસિંહ, કમલકુમારી તથા દેવળદેવી મારાં મર્મભેદી પ્રહારોનો પ્રત્યુત્તર આપતું નથી એ જોઇ ઉદયભાનુ અધિક ગુસ્સે થયો, અને પુનઃ સંગ્રામસિંહ તથા કમલકુમારી તરફ દ્રષ્ટિ કરી કહેવા લાગ્યો.

" સંગ્રામસિંહ ! મુગા કેમ થઇ ગયા છો ? શું ભવિષ્ય કોઇનાથી મિથ્યા થઈ શક્યું છે ? હવે તમે તમારા મનમાંથી રાજસિંહના ઘમંડની વાતો કહાડી નાંખો. હવે હું તમોને બાદશાહ ઔરંગઝેબ પાસે લઇ જઇશ. તમોને જોતાંજ બાદશાહ બહુખુશ થશે. ત્યાં તમારી હંસકન્યાનો હસ્ત મને સોંપી તમોને હંમેશને માટે કેદખાનામાં રાખશે, કદાચ તમારા મનથી હું કાળો કાગડો હોઇશ તોપણ તમારી હંસકન્યા મારા ગળામાં જયમાળ પહેરાવશે, એણે પહેરાવવીજ પડશે. હવે એ સિવાય અન્ય કોઈ ઉપાય એને માટે નથી સમજ્યા ! તમારો વિચાર મારાથી એને દુર રાખવાનો હતો, પરંતુ પરમેશ્વર—પરવરદિગાર—અલ્લાહની મરજી તેમને આપવાની હતી, એ સહેજ પ્રયત્ને મારા સ્વાધીનમાં આવી ગઈ. હવે હું તમોને તથા તમારી હંસકન્યા કમલકુમારી કે જે દીલ્હી ગયા બાદ મારી અર્ધાંગના બનવાની છે, તેમને દીલ્હી લઇ જાઉં છું. બાદશાહને આપણા વચ્ચેની પૂર્વ હકીકતથી વાકેફ કરી કમલકુમારીને મારી ધર્મપત્નિ બનાવવાની આજ્ઞા મેળવી લઇશ.

સંગ્રામસિંહથી ઉદયભાનુનાં વાક્યો સહન થઈ શકાયાં નહિ હજુ તેના શરીરમાં રક્ત પ્રવાહ ચાલુજ હતો તો પણ ઉદયભાનુનાં કદ્ર પ્રહારોથી તેને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. ક્રોધના આવેશમાં એકદમ ઉભો થઈ ગયો, અને તિરસ્કારપૂર્વક ઉદયભાનુને કહેવા લાગ્યો: —

" ઉદયભાનુ ! તું પોતાને રાજપુત તરીકે ઓળખાવે છે. ક્ષત્રીયવીર માને છે, તો પછી સતીના પવિત્ર ધર્મકાર્યમાં વિઘ્ન કઇ રીતે નાંખી શકે છે ? જે સતી પોતાના પતિ પાછળ

એકલિંગજી મહારાજની સન્મૂખ કૈલાસમાં વાસ કરવા જવા માટે તૈયાર હતી, તેના તે પવિત્ર માર્ગમાં કંટક સ્વરૂપબની તે દુષ્ટ, અધમ, પિતૃઘાતક, ભ્રાતૃઘાતક, ચંડાળની સન્મૂખ લઇ જવા ધારે છે, તો શું તું એવો અધમ ક્ષત્રીય છે? રાજપુતના વીર નામને કલંક લગાડનાર છે ? ? શું તને હિંદુ ધર્મનું અભિમાન નથી ! ! ! તેને બદલે તો તું......"

સંગ્રામસિંહનું ઉપર મુજબ બોલવું સાંભળી ઉદયભાનુ ખડ–ખડ હસી પડ્યો, અને બોલ્યોઃ—

સંગ્રામસિંહ ! શું આજેજ હું તમોને સાચો રજપુત–ક્ષત્રીય વીર દેખાઉં છું ? શું એ વાત આપ ભૂલી ગયા કે હું કોણ છું ? કદાચ આપ ભુલી ગયા હો તો મારે યાદ કરાવવું જોઇએ કે ચુનામાં પાંખને પલાળી સફેદ કરેલો કાગડો છું, હું ક્ષત્રીય નથી. જે વખતે તમારી આગળ કમળકુમારીની માગણી માટે આવ્યો હતો, તે વખતે આપે શું જુવાબ દીધો હતો ? મારી માતા દાસી હતી, એ વાત સાચી પરંતુ એમાં મારો દોષ શું ? શું એ દોષથી હું કાળો કાગડો કહેવાઉં ? જે હંસકન્યા મને આપવાનો આપે તિરસ્કારપૂર્વક ઇન્કાર કર્યો હતો, તે હંસકન્યાને અત્યારે મારા સ્વાધીનમાં જોઇને હવે કહો છો કે હું ક્ષત્રીય ! હું રાજપુત ! ! પરંતુ હવે હું રાજપુત મટી મુસલમાન થયો છું ! હવે હું કમલકુમારીને બાદશાહ સન્મૂખ લઈ જઈ તેની સાથે મારા નિકાહ પઢાવીશ, અને તે બાદ દક્ષિણ જઇ સિંહગઢના કિલ્લામાં હમો દંપતિ આનંદથી રહીશું, હવે આપ સમજ્યા સરદાર સાહેબ ! "

ઉદયભાનુ પુનઃ જોરથી હા, હા, હા, કરીને હસી પડયો.

# પ્રકરણ ૩ જું.



## બાદશાહની સન્મૂખ.

ધોળા ધોળા કમળ સરખા, હસ્ત તારા સુંવાળા,
ઝીણા ઝીણા મનહર અતિ કુમળા કેસ કાળા.
ગુણે જ્ઞાને વિનય વચને ચિત્તને ઠારનારી,
કોને ભાગ્યે લલિત પ્રતિમા તું લખાઇ વિધીથી.

કુમુદ ચંદ્ર.

× × ×

કંઇ લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે;
ખફા ખંજર સનમનામાં, રહેમ ઉંડી લપાઇ છે.

મણિલાલ.



કમલકુમારી સાથે લગ્ન કરવાની ઉદયભાનુને પ્રબળ ઇચ્છા હતી, પરંતુ વિરસિંહની સાથે એનાં લગ્ન થઇ જવાથી સ્વઇચ્છાને કઇ રીતે અમલમાં મુકી શકે ? તે નિરાશ બની ઔરંગઝેબ પાસે ચાલી ગયો; અને ત્યાં જઇ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો. ત્યાં એક મુસલમાન કન્યા સાથે એનાં લગ્ન પણ થઇ ચુક્યાં હતાં, પરંતુ ભાગ્યની વાત કોને માલુમ હતી ! જે વાતની હવે એને સ્વપ્ને પણ આશા નહોતી તે વાત સમય આવે પરિ પૂર્ણ થઇ. એણે કદી પણ

એવું નહોતું ધાર્યું કે, એક દિવસ કમલકુમારી અચાનક તેના સ્વાધીનમાં આવશે. કમલકુમારી સ્વાધીનમાં આવવાથી ઉદયભાનુના હર્ષનો પાર નહોતો રહ્યો. પુનઃ ગર્વમાં મદાન્ધ બની સંગ્રામસિંહ તથા કમલકુમારીને કહ્યું:—

"સંગ્રામસિંહ ! હું હજી પણ આપને કહું છું કે, હવે તમો વ્યર્થ દુઃખી ન થાવ. તમારી કન્યાને લઇ મારી સાથે આનંદથી દિલ્હી ચાલો. હું કાગડો છું, એમ સમજો તોપણ મેં મારી પાંખો ઘણા દિવસથી ચુનામાં પલાળી રાખેલી હોવાથી એ એટલી તો સફેદ બની ગઇ છે કે તેને જોતાં કોઈ પણ બહારનો માણસ ઓળખી નહિ શકે કે હું કાગ છું યા હંસ, એટલે હવે મને હંસકન્યા આપવાનો સંકોચ તમારા મનમાંથી દુર કરો. બાદશાહની સન્મૂખ જવા માટે આનંદપૂર્વક તૈયારી કરો. આપની સાથે આ બીજી સ્રી કોણ છે? જો એ તમારી સાથે આવવા ખુશી હોય તો ઠીક નહિતો તેને ઘેર પહોંચાડવાનો પ્રબંધ હું કરૂં."

દેવળદેવી એકલી ઘેર જવા રાજી નહોતી, તે ગુસ્સાના આવેશમાં ઉદયભાનુને કહેવા લાગી:—

"ઉદયભાનુ ! હું તને દુષ્ટ અને નીચ તરીકે અવશ્ય ઓળખતી હતી; પરંતુ તારી તે નીચતા અને દુષ્ટતા આટલી હદ સુધી પહોંચી હશે એનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો ? તેં ઇરાદાપૂર્વક આટલાં મનુષ્યોની હત્યા કરી છે, સાધ્વી કમલકુમારીને સતી થતાં રોકી અને હવે તેનાપ્રતિ પાપવાસના ઉત્પન કરે છે. પરંતુ યાદ રાખજે કે આ પાપવાસનાનો ઇશ્વરને

જવાબ દેવો પડશે ! શું તે જગત્પિતા ન્યાયકારી પરમાત્માની સન્મૂખ આ પાપ-કર્મનો તું જવાબદાર નથી ?

ઉદયભાનુએ પુનઃ હસીને કહ્યું:-દેવલદેવી ! કમલકુમારીને વિરસિંહનું શબ, વસ્ત્ર, યા પાદુકા લઇને સતી થવાનો અધિકાર બિલકુલ નથી. ખરી રીતે એ તેની પત્ની નથી, એનાથી પહેલાં હું એને મારા મન સાથે વરી ચુકયો હતો, એટલે એને સતી થતાં રોકવાના પાપથી હું મૂક્ત છું. ઉલટું તેને એ અધર્મ કાર્ય કરતાં રોકવાનું પુણ્ય મેં પ્રાપ્ત કર્યું છે ! હવે તને સમજ પડી કે નહિ ? તું વ્યર્થ સંકલ્પ-વિકલ્પ કરી તેના મનને દુઃખ ઉત્પન કરાવશે, માટે તું તારે ઘેર પાછી જા. દિલ્હી સાથે આવવાની તને જરાપણ જરૂર નથી. તને તારે ઘેર પહોંચાડવા માટે હું મારા સ્વારો મોકલું છું તે તને તારે ઘેર મુકી આવશે. કમલકુમારી તો હવે છચોક દિલ્હી આવી મારી પ્રાણપત્ની થશે. જે સુખપ્રાપ્તિને માટે હું મારો જીવ જોખમમાં નાંખતાં અચકાતો નહોતો, એ સુખપ્રાપ્તિ અચાનક મળી ગઈ. હવે મને વધારે ફુરસદ નહિ હોવાથી વધુ વાતો કરી મારો અમુલ્ય સમય નષ્ટ કરવા ઇચ્છતો નથી. હું જાણું છું કે તું મારી સાથે સીધી ચાલવાની નથી. પરંતુ એમાં કંઈ મારો દોષ નથી. જો તું મારૂં કહેવું માને તો સીધી તારે ઘેર ચાલી જા. મારા માણસો તને તારા પતિગૃહે સુખ-પૂર્વક મુકી આવશે.” એટલું બોલી એણે પોતાનું મ્હોં પોતાના સૈનિકો તરફ કરી તેમને કંઇક કરવાની આજ્ઞા આપી.

કમલકુમારીએ વિચાર્યું કે આ દુષ્ટ કોઇપણ રીતે પોતાની

હઠનો પરિત્યાગ નહિજ કરે, અને મારે વિવિધ પ્રકારનાં કષ્ટો સહન કરવાંજ પડશે. ઇશ્વર ઇચ્છા આગળ કોઇનો કંઇ ઉપાય નથી. ભાગ્યમાં જે કંઈ લખ્યું હશે તે મીથ્યા થનાર નથીજ. માટે દેવળદેવી દુ:ખથી મૂક્ત થાય તો સારૂ એમ સમજી એણે દેવલદેવીને કહ્યું:–"દેવળ ! તું મારા માટે તારા જીવને જોખમમાં શા માટે નાંખે છે? જો આ લોકો તને ઘેર પહોંચાડતા હોય તો તેમ કરવામાંજ લાભ છે. કદાચ તું મારી સાથે રહેશે તોપણ મને શું લાભ થઇ શકે એમ છે? જે જે દુ:ખ અને વિપત્તિ મારા ભાગ્યમાં લખાઇ ચુકી છે. તે થયા અને ભોગવ્યા સિવાય છૂટકો નથી. વળી જો તું અત્રેથી પાછી ઘેર જશે તો કોઈને પણ કડી કાથીને મને છોડવાનો પ્રયત્ન કરી શકાશે અને તેથી હું આ દુ:ખમાંથી છૂટી પણ થઈ શકું. એનાથી વધારે મારા માટે તું શું કરી શકે? માટે મારૂં કહ્યું માન અને ઘેર જા. પિતાશ્રીની શું દશા થશે એ કોણ જાણે ?"

કમલકુમારીએ બોલતાં-બોલતાં પોતાના પિતા તરફ દ્રષ્ટિ કરી, સંગ્રામસિંહ બેશુદ્ધ પડયા હતા. આ માંદગીમાંથી તેઓ આરોગ્ય થશે યા નહિ એ બાબતમાં કમલકુમારીને શંકા થઇ. એટલામાં દેવળદેવીએ કમલકુમારીને કહ્યું:—કમળ ! તું ગમે તે કહે પરંતુ જયાં સુધી મારા હૃદયમાં પ્રાણ છે ત્યાં સુધી તને છોડવાની નથી. કોઈ મારૂં માથું કાપી તારાથી આ શરીરને જુદું કરે તો લાચાર, તે સિવાય તો આ દેહમાં પ્રાણ છે. ત્યાં સુધી તો હું કોઇપણ રસ્તે અલગ થનારી નથી તે નથીજ. સારૂં થાય યા બૂરૂં થાય જે થશે તે મારે અને તારે

માટે એકજ થવાનું છે. અને છૂટકારો થશે તોપણ તે તારી સાથેજ છૂટીશ.”

જે વખતે બન્ને જણ ઉપર મુજબની વાતો કરતી હતી તે વખતે ઉદયભાનુ ત્યાં હાજર નહોતો. તે પોતાની છાવણીમાં ગયો હતો. ત્યાં તેણે ત્રણ ચાર માણસોને ડોળીયો લઇને આવવાની આજ્ઞા આપી. પુનઃ પાછો આવ્યો અને સગ્રામસિંહની ખબર અંતર પૂછવા લાગ્યો. સંગ્રામસિંહ હજી બેશુદ્ધ પડયા હતા. પોતાની આજુબાજુ શું થઇ રહ્યું છે. તેનું એને જરાપણ ભાન નહોતું. ઉદયભાનુને સંગ્રામસિંહનો અંતકાળ નજીક દેખાયો, સંગ્રામસિંહના મર્ણથી ઉદયભાનુને દુઃખ નહોતું. પરંતુ તેની એમ ઇચ્છા હતી કે કોઇપણ પ્રકારે ઔરંગઝેબ પાસે સંગ્રામ-સિંહને કેદી વેશમાં લઇ જઇ મારી વીરતાનું પાણી બાદશાહના મગજમાં ઠસાવું કે ઉદયપુરના વીર સરદારને કેદ કરી લાવ્યો છું. પરંતુ જો સંગ્રામસિંહનો અંતકાળ તે પહેલાં થઈ જાય તો પોતાની વીરતા બાદશાહને સાબીત કરી આપવાનો અવસર જાય એનુંજ એને દુઃખ હતું. અને તેથીજ એ ઇચ્છતો કે દીલ્લી પહોં-ચતાં સુધી સંગ્રામસિંહ જીવીત રહે તો સારૂં. તે બાદ સંગ્રામસિંહ સ્વર્ગમાં જાય કે નર્કમાં, જીવે યા મરે! એની તેને બિલકુલ પરવા નહોતી. કમલકુમારી આગળ આ વખતે પોતાની ઇચ્છા પ્રગટ કરવાનું અનુચિત્ લાગ્યું. જેથી પોતાના માણસો સાથે વાત કરવાનો ઢોંગ કરી ત્યાંથી ખસી ગયો.

થોડાજ વખતમાં ત્રણ માણસો ડોળીયો લઇ ત્યાં હાજર થયા, તેમને એકમાં સંગ્રામસિંહને, બીજીમાં કમલકુમારીને અને

ત્રીજીમાં દેવલદેવીને બેસાડી લઇ ચાલવાની આજ્ઞા ઉદયભાનુએ આપી. જે જગ્યાએ સંગ્રામસિંહ જખમી હાલતમાં પડયો હતો ત્યા જઈ ડોળીયોવાળાઓએ ઉદયભાનુનું ફર્માન કહી સંભળાવ્યું. તેના પ્રત્યુત્તરમાં દેવળદેવીએ કહેવરાવ્યું કે–" હમો જુદી જુદી ડોળીમાં બેસી શકીશું નહીં. જે રથમાં હું તથા કમલકુમારી બેસીને આવ્યાં હતાં. તે રથમાં સંગ્રામસિંહને બેસાડો. કમલકુમારી તથા હું તે રથની પાછળ પાછળ ચાલીશું."

દેવળદેવીનો પ્રત્યુત્તર ઉદયભાનુને બહુજ કડક લાગ્યો પરંતુ આ વખતે તેણે કંઈપણ હઠ કરવાનું ઠીક ધાર્યું નહિ. લડાઈ વખતે નાસી છૂટેલા બળદોને જંગલમાંથી સોધી મંગાવી રથ જોડાવ્યો. તેમાં સંગ્રામસિંહ, કમલકુમારી તથા દેવળદેવીને બેસાડી તેને પોતાની છાવણી તરફ હાંકવાની ઈશારત કરી.

કેદીયોની ગાડીને વચમાં ઘાલી ઉદયભાનુનાં માણસો છાવણી તરફ ચાલવા લાગ્યાં. અને થોડાજ વખતમાં પોતાની છાવણીમાં આવી પહોંચ્યા. ઉદયભાનુએ પોતાના તાબાના એક અમલદારને બોલાવી કંઇક સમજુત કરી, અને પોતાની સાથે પચાસેક સ્વાર તથા કેદીયોનો રથ લઈ દિલ્લી જવા નીકળી પડયો. પોતાની સાથેના બધા લશ્કરને દિલ્લી લઇ જવાનું તેને ઠીક લાગ્યું નહિ. કારણ કે એનો વિચાર એમ હતો કે દિલ્લી જઇ બાદશાહની પાસે ઉભે ઉભે બધી હકીકત કહી પુનઃ સિંહગઢ જવાની આજ્ઞા લઇ પાછો ફરીશ. છાવણી છોડતી વખતે એણે પોતાનાં તમામ માણસને ગંભીરપણે કહ્યું હતું કે,

તમારામાંથી કોઇ પણ ભૂલે–ચુકે ઉદયપુર રાજ્યની હદમાં પગ મુકશો નહિ. કદાચ આજના આ સમાચાર ઉદયપુર પહોંચી જાય, અને ત્યાંથી કોઇ સરદાર આવી તમારી સાથે છેડ–છાડ કરે તોપણ તમો લડાઈ જાહેર કરતા નહિ. અને હું દિલ્લીથી પાછો આવું ત્યાં સુધી છાવણીમાં રહીનેજ તમારૂ રક્ષણ કરજો. સંગ્રામસિંહની સારવારને માટે પોતાના સૈન્યમાંથી એક વૈદ્યને સાથે લઇ લીધો હતો. તે વૈદ્યના ઉપચારોથી સંગ્રામસિંહને પડેલા ઘાવમાંથી નીકળતો રક્ત પ્રવાહ બંધ થયો હતો. જેથી ઉદયભાનુને, સંગ્રામસિંહને દિલ્લી સુધી જીવીત લઇ જવાની આશા બંધાઇ. તાકીદે માર્ગ કાપતાં, કાપતાં થોડાજ દિવસમાં ઉદયભાનુ તથા તેના સાથીઓ દિલ્લી આવી પહોંચ્યા અને કંઇ ખાસ કારણસર બાદશાહની મુલાકાત લેવાનું ઉદયભાનુએ કહેવરાવ્યું.

ઔરંગઝેબ પોતાના બાપ ઉપર પણ વિશ્વાસ રાખી કે મુકી શકતો નહિ. સૈન્ય સાથે ઉદયભાનુને દક્ષિણ મોકલ્યા બાદ તેના ઉપર પણ તેને શંકા ઉત્પન્ન થઇ. એટલે ઉદયભાનુને દક્ષિણ તરફ જવાનું માંડી વાળવાનું કહેવાને માટે એક સ્વાર તેની પાછળ દોડાવ્યો. તે સ્વાર દક્ષિણ તરફને રસ્તે છ–સાત દિવસ સુધી લાંબી મજલ કાપવા છતાં તેને [ઉદયભાનુનો કંઈ પણ પત્તો મળ્યો નહિ.' જેથી તે નિરાશ થઇ દિલ્લી પાછો ફર્યો અને બાદશાહને કહ્યું કેઃ–" ખુદાપનાહ! ઉદયભાનુની સ્વારી દક્ષિણ તરફ ગએલી માલમ પડતી નથી. બહુજ તપાસ કરી. ઘણા મુખી–પટેલોની જુબાનીયો લીધી પરંતુ કંઇ ચોક્કસ પત્તો

મળ્યો નહિ. પરંતુ એમ સાંભળ્યું છે કે તેઓ અર્વલી પર્વત તરફ ગયા છે." આ સાંભળી ઔરંગઝેબને બહુજ ક્રોધ ચડયો. તે વિચારવા લાગ્યો કે ઉદયભાનુએ મારી આજ્ઞાનું ઉલંઘન કર્યું છે, માટે તેને પાછો બોલાવી કઠિન દંડ દેવો જોઇએ. સામે ઉભા રહેલા સ્વારને કહ્યું કે–તમે અર્વલીને રસ્તે જાવ, અને બનતી તાકીદે ઉદયભાનુને મારી પાસે બોલાવી લાવો. પરંતુ એટલામાંજ ઉદયભાનુ દિલ્હી આવેલા છે, ખાસ કારણસર આપની મુલાકાત ઇચ્છે છે. એ સંદેશો આવ્યો. પોતાની અપ્રસન્નતા દેખાડવાને માટે સાત દિવસ સુધી મળવા યા ન મળવાની ઇચ્છા બતાવી નહીં. આખરે આઠમે દિવસે મળવા ઉદયભાનુને બોલાવ્યો, અને આજ્ઞા–ભંગના અપરાધ માટે ઘણીજ કડવી–મીઠી વાતો સંભળાવી. તેના પ્રત્યુત્તરમાં ઉદયભાનુએ હાથ જોડી કહ્યું કે, ઉદયપુરના એક કુલિન અને મોટા સરદારને કેદ કરી લાવ્યો છું, ત્યારે તેનો ક્રોધ કંઇક સમાયો હોય એમ દેખાયો. ઉદયભાનુને આશા હતી કે, આ સમાચાર સાંભળી બાદશાહ મને ક્ષમા આપશે અને મારી બહાદુરીના વખાણ કરી તેના બદલમાં કંઇક ઇનામ પણ મળશેજ. પરંતુ એની એ આશા વ્યર્થ થઇ. કમલકુમારીને સતી ન થવા દેવાની, સંગ્રામસિંહ સાથેની લડાઇની અને એ લોકોને કેદી તરીકે અત્રે પકડી લાવવા બાબતમાં પોતાના તરફથી બને તેટલી અતિશયોક્તિ વાપરી બાદશાહને તમામ હકીકત સંભળાવી પરંતુ ઔરંગઝેબ જેવા ચતુર બાદશાહ આગળ તેની ચતુરાઈ કામ લાગી નહિ. ઉદયભાનુના આખા કથનનો સાર ટુંકમાં સમજી લઇ ઔરંગઝેબે,

સંગ્રામસિંહ તથા કમલકુમારીને પોતાની પાસે હાજર કરવાની આજ્ઞા આપી.

ઔરંગઝેબની આજ્ઞા ઉદયભાનુના હૃદયમાં દુઃખ અને શંકા ઉપસ્થિત કરવા પામી. કદાચ કમલકુમારીનું સૌંદર્ય જોઇ, બાદશાહ તેનાપર મોહિત થાય અને તેને પોતાના જનાનામાંજ રાખી લે તો પછી મારે શું કરવું? આજ્ઞા છતાં હાજર ન કરવી એ પણ અશક્ય હતું! બાદશાહી આજ્ઞાનું ઉલંઘન સાક્ષાત યમરાજને નોતરવા બરાબર હતું! જેથી લાચાર બનીને સંગ્રામ-સિંહ તથા કમલકુમારીને બાદશાહ સન્મૂખ હાજર કર્યા. આ વખતે સંગ્રામસિંહની સ્થિતિ બહુજ શોચનિય હતી. તે કરાળ કાળના મ્હોમાં જવાની તૈયારીમાંજ હતો. એક શબ્દ પણ તે ઉચ્ચારી શકતો નહિ. કમલકુમારીએ ધાર્યું હતું કે બાદશાહની સન્મૂખ જઇ તેને મારી સ્થિતિનો ખરો પરિચય કરાવીશ તથા આ દુષ્ટના પંજામાંથી મૂક્ત થવા નિર્ભયપણે વિનવીશ. કમલકુમારી એ સારી રીતે જાણતી હતી કે ઔરંગઝેબ ધર્માંધ છે, હિંદુ ધર્મ પર એને દ્વેષ છે, એટલે એ મારી વાત સાંભળશે નહિ. તેમજ આ પાપીના પંજામાંથી મને મૂક્ત કરી શકશે નહિ. પરંતુ ડુબનાર મનુષ્ય તરણાને પણ પકડી જુવે છે એમ ધારી એ વિચાર નક્કી કરી રાખ્યો હતો.

બાદશાહ સન્મૂખ રજુ થતાંજ કમલકુમારીએ કહ્યું:- "મહારાજ! આપનો ધર્મ ગમે તે હોય, અને આપ બીજા ધર્મોને માટે ગમે તે વિચાર ધરાવતા હો, પરંતુ પતિવ્રત

ધર્મ આપના તથા હમારા ધર્મમાં સમાનજ છે! એ પતિવ્રત ધર્મ મુજબ હું સતી થવાની તૈયારીતાં હતી. એવા પવિત્ર અને શુભ અવસરમાં આ દુષ્ટે મને આપની સન્મૂખ રજુ કરી છે. તો એવા દુષ્ટ અને અધમ પાપીને યોગ્ય શિક્ષા કરી મને મારા સ્વધર્મનું પાલન કરવાની રજા આપવી એજ આપને માટે ઉચિચત્ છે. મને તમારી પોતાનીજ કન્યા સમજી એટલું દાન આપો! આપના સરદારને શિક્ષા યા ક્ષમા જોઇએ તે આપો, પરંતુ મને તો અવશ્ય મૂક્ત કરવીજ જોઇએ."

કમલકુમારીનાં સાહસપૂર્ણ વાક્યો સાંભળી ઔરંગઝેબને આશ્ચર્ય થયું પરંતુ પોતે દુષ્ટ–મહાદુષ્ટ હતો. તેના હૃદયમાં દયાની ઉત્પતિ શી રીતે થાય ? પોતાના રાજ્યની વૃદ્ધિને માટે તે એવાં સેંકડો બલકે હજારો પાપાચાર કરતો હતો. એટલુંજ નહિ પરંતુ ઉદયભાનુ જેવા વીર સરદાર ઉપર ઉપકાર કરવાનો શુભ અવસર વ્યર્થ જવાદે એમ ક્યાં હતો ? થોડો વખત તો કમલકુમારીનાં નિર્ભય વચનો સાંભળી રહ્યો, તે બાદ મલકાતે મૂખે કમલકુમારીને કહેવા લાગ્યો. "પરિ,! તું જે કંઇ કહે છે તે તારા વિચાર અને ધર્મ પ્રમાણે ઠીક હશે, પરંતુ તારા જેવી બુદ્ધિમાન અને ચતુર સ્ત્રીના સુન્દર શરીરને વિનાકારણ ભસ્મ કરી દેવાની આજ્ઞા હું આપી શકતો નથી, એ કુદરત વિરૂદ્ધનું કાર્ય ઇશ્વરને પણ પસંદ પડી શકે નહીં. ઉદયભાનુ કંઇ સાધારણ પુરૂષ નથી, તે ઘણોજ વીર, ચતુર અને સાહસી છે, એટલે એની સાથે તારે નીકાહ પઢવામાં કંઈ બાધ નથી. પરંતુ તારા પતિને મરી ગયે હજી એક માસ પણ પૂર્ણ થયો નથી, જેથી

તેના વિયોગનું દુઃખ તારા અંતઃકરણમાં જરૂર થતુંજ હશે. એટલા માટે હું તને આજથી ત્રણ મહિનાની મુદ્દત આપું છું, એ દરમ્યાન તું એ દુઃખને ભૂલી જશે યા ભૂલી જવા પ્રયત્ન કરજે, તે બાદ તારા નીકાહ ઉદયભાનુ સાથે પઢાવી આપીશ. ઉદયભાનુ ! આને કોઇપણ પ્રકારનું દુઃખ આપતો નહિ, મારી આ આજ્ઞાનું તું કદિપણ ઉલ્લંઘન નહિ કરે, આ સુંદરી તારે યોગ્ય હોવાથીજ હું તેને તારે આધિન કરૂં છું. પરંતુ મારા કસમ ખા કે આજથી બે મહિના સિંહગઢ જતાં સુધી તથા ત્યાં જઇને એક મહિનો એટલે ત્રણ મહિના સુધી આ સુન્દરીની સાથે સમ્ભાષણ પણ નહિ કરૂં. જે દિવસે ત્રણમાસ પુરા થાય તે દિવસે રાતના કાજીને બોલાવી નીકાહ પઢાવી લેજે. પરંતુ યાદ રાખજે કે ત્રણ મહિના પહેલાં કંઇપણ ગરબડ કરી તો હું આલમગિર છું, તારા શરીરના ઝીણા ઝીણા ટુકડા કરી કુતરાઓને ખવડાવી દઇશ. ”

બાદશાહે ઉપર મુજબ કપટયૂક્ત ભાષણ કરી, ઉદયભાનુ પાસે પોતાની પ્રતિજ્ઞા લેવરાવી, સોગન ખવરાવવાનું તાત્પર્ય એ હતું કે–ત્રણ માસ સુધી ઉદયભાનુ પોતાને સોંપેલા કાર્યમાં ચિત્ત રાખી કાર્ય-સિદ્ધિના ઉપાય કર્યા કરે. એ દ્વારા એ જેવાનું બની આવે કે દક્ષિણ–વિજયમાં એની સહાયતા મળી શકશે કે કેમ ?

બાદશાહે પુનઃ કમલકુમારી તરફ દૃષ્ટિ કરી કહ્યું :–બેટી તારા શરીરને ક્રુરતાપૂર્વક અગ્નિમાં ભસ્મ કરવાની આજ્ઞા મેં

નથી આપી, તેને માટે તું અપ્રસન્ન થઈ મને શ્રાપ આપીશ નહીં. મેં તો તારૂં રક્ષણ કર્યું છે ! તને મર્ણના મૂખમાંથી બચાવી છે ! ! ! એ બદલ મને કંઇક આશીવાદ આપજે ! ! ! ત્રણ મહિના પછી જે થશે તે તું જોશે ત્યારે જરૂર કહેશે કે મેં જે કંઇ કર્યું છે તે તારા લાભનું અને સારૂંજ કર્યું છે. ત્રણ મહિના કયારે પૂર્ણ થશે એ શું તું જાણે છે ? મુસલમાની તારીખની ખબર તને કયાંથી હશે ? થોડો સમય સબુરકર, કોઇ પંડિતને બોલાવીને તિથિ પૂછી લઉં છું. ” સામે ઉભેલા સીપાઇને બોલાવી પંડિતને બોલાવી લાવવાની આજ્ઞા આપી. પંડિત આવતાંજ ઔરંગઝેબે પૂછયું કે આજ તમારી કઈ તિથિ છે ? પંડિતે કહ્યું કે આજ કાર્તિકવદી નવમી છે. બાદશાહે દુષ્ટતાપૂર્વક હસતાં-હસતાં કમલકુમારીને કહ્યું:- “ મહાવદી નવમીએ ત્રણ માસ પુરા થશે. કમલકુમારી ! એ તિથિ તું બરાબર યાદ રાખજે. એ દિવસે ઉદયભાનુ સાથે તારા નિકાહ થશે. ” વળી બાદશાહે ઉદયભાનુ તરફ દ્રષ્ટિ કરી કહ્યું. “ સાંભળ ઉદયભાનુ ! મહાવદી નવમી દરમ્યાન કમલકુમારીને કોઇપણ પ્રકારની છેડછાડ કરીશ તો યાદ રાખજે કે તારા પ્રાણ કોઇ બચાવી શકનાર નથી. સંગ્રામસિંહને અત્રે મારી પાસેજ રહેવા દઇ, કમલકુમારીને તારી સાથે લઇ દક્ષિણ તરફ જા. સંગ્રામસિંહની સારવાર હું કરીશ, તે તનદુરસ્ત થવા બાદ મારે જે કંઇ કરવાનું છે તે કરીશ, પરંતુ તું હવે જલદીથી રવાનેથા. કાલે સવાર પહેલાં દિલ્હીથી તારે નીકળી જવુંજ જોઇએ.”

“ સંગ્રામસિંહને અત્રે મૂકી, કમલકુમારીને તારી સાથે લઈ

જા." એ શબ્દો સાંભળી કમલકુમારી ઉપર જાણે વજ્ર દુટી પડયો. તે છુટે મોઢે રડતાં રડતાં બાદશાહને વિનવવા લાગી:— "ના, ના, હું મારા પિતાજી કે જે અત્યારે ઘણાજ બિમાર છે, તેમનાથી કદી પણ જુદી થઇશ નહિ." પરંતુ ઔરંગઝેબના દરબારમાં તે બિચારીનું રડવું-કકળવું કોણ સાંભળે એમ હતું? બાદશાહે કહ્યું:-કમલકુમારી! "તું કંઇ પણ ચિંતા નકર! તારા બાપ બરાબર સારા થઈ જશે એટલે તારાં લગ્ન ઉપર તેમને સિંહગઢ જરૂર મોકલીશ." સામે ઉભેલા એક સીપાઇને ઇશારતથી સંગ્રામસિંહને પોતાના દીવાનખાનામાં લઇ જવા કહ્યું. સંગ્રામસિંહને લઇ જવા બાદ હતાશ અને નિરાશબની દુઃખીની કમલકુમારીને ઉદયભાનુ સાથે પાછું ફરવું પડયું.

કમલકુમારી સતી થવા ચિતા પાસે ઉભી હતી તેને આજે બરાબર પંદર દિવસ થયા હતા. કમલકુમારીને પકડી દિલ્હી લઇ જવાની તથા તેની સાથેના બધા માણસોને મારી નાંખવાની વાત ધીરે ધીરે ઉદયપુર સુધી પહોંચી ગઇ હતી. પરંતુ ત્યાં હાજર હતાં તે બધા માણસો મર્ણ પામ્યાં હતાં તો એ વાતને ઉદયપુર કોણ લઇ ગયું? એક ભીલ ઉભય ઘટનાવાળી જગ્યાથી થોડેક દુર પહાડની ગુફામાં રહેતો હતો. તેણે તે વાત ઉદયપુર પહોંચાડેલી વળી કમલકુમારી દેવળદેવી અને સંગ્રામસિંહને જીવિત દિલ્હી લઇ ગયાના સમાચાર પણ કહ્યા. સંગ્રામસિંહ ઘણાજ ઘાયલ થએલા જાણી મહારાણા રાજસિંહ બહુજ દીલગીર થયા. તેમણે તરતજ પોતાના ચુનંદા માણસોને બોલાવી દિલ્હી તરફ તાકીદે જવા કહ્યું. અને કોઇ પણ પ્રકારે એ દુષ્ટોના હાથમાંથી

કમલકુમારી, સંગ્રામસિંહ તથા દેવળદેવીને છોડાવી લાવવા સુચવ્યું, તે પહેલાં ઉદયભાનુ તો દિલ્હી પહોંચી ગયો હતો. મહારાણા રાજસિંહના માણસો દિલ્હી નજીક જવા છતાં સંગ્રામસંહિનો કંઈ પણ પત્તો નહિ મળવાથી નિરાસખની ઉદયપુર પાછાં આવ્યાં. શત્રુના હાથમાં સંગ્રામસિંહને ફસાએલા જોઇ રાજસિંહને બહુજ ક્રોધ ઉત્પન થયો, તેમણે તરતજ ઔરંગઝેબ ઉપર એકપત્ર લખી મોકલ્યો કેઃ—" ઔરંગઝેબ, તમારી નીચતા અને કુટિલતા માટે કયા શબ્દોમાં તમારો તિરસ્કાર કરૂં ? જે રાજપુત સ્ત્રી પોતાના ધર્મ મુજબ સતી થવા તૈયાર હતી, તેને જોર જુલમથી પકડી લઈ જવામાં કેટલી નીચતા છે, એનું તમને ભાન કયાંથી હોય ? કદાચ એ ગુન્હો તમારા કોઈ સરદારે કર્યો હોય, તો પણ તમારા જેવા બાદશાહને ઉચિચત્ છે કે એવા પાપી અને દુષ્ટ માણસને કઠિનમાં કઠિન દંડ દેવો જોઇએ. " એ પત્ર લઇ એક રાજપુત દુતને દિલ્હી રવાને કર્યો. જે દિવસે બાદશાહે ઉદયભાનુને કમલકુમારી સોંપી તે દિવસે સંધ્યાસમયે એ દુત દિલ્હી પહોંચ્યો, અને રાજસિંહનો પત્ર બાદશાહને આપ્યો. ઔરંગઝેબે પત્ર વાંચી તેના ટુકડે ટુકડા કરી ફેંકી દીધો. અને દૂત સામે તિરસ્કાર પૂર્વક જોઇ કહેવા લાગ્યોઃ—" રાજસિંહને એક વખત વિજય પ્રાપ્ત થઈ ગયો કે તે મારી બરોબરીયો થઇ મને પત્ર લખે છે ! જા, કહેજે કે જો હું સાચો આલમગિર હોઇશ તો મેવાડ રાજ્યનું મૂળચ્છેદ કર્યો સિવાય નહિ રહું. "

મહારાણા રાજસિંહનો દૂત આવતા પહેલાં એક દિવસ

અગાઉ એક બીજો રાજપુત મેવાડથી દિલ્હી આવ્યો હતો. તેણે કમલકુમારીની ઘણી તપાસ કરી હતી. ઘણી વખત એમ બને છે કે; જે કાર્ય અતિ પરિશ્રમથી નથી બનતું તે કાર્ય કોઇ વખત સહેજમાં બની જાય છે, જે દિવસે તે રાજપુત દિલ્હી આવ્યો હતો તેને બીજે દિવસેજ બાદશાહે ઉદયભાનુને મળવા બોલાવ્યો હતો, અને પરિણામમાં કમલકુમારી તથા સંગ્રામસિંહને રજુ રાખવાની આજ્ઞા આપી હતી. બાદશાહની આજ્ઞાનુસાર બીજે દિવસે રજુ રાખવાની ખટપટમાં ઉદયભાનુ પડયો હતો. બીજે દિવસે સવારમાંજ તેના દરવાજા પર બે ત્રણ પાલખીયો આવીને ગોઠવાઇ. તે સમયે પેલો મેવાડથી આવેલો રાજપુત પણ અચાનક ત્યાં આવી ચડયો. કમલકુમારીને પાલખીમાં બેસાડવા માટે દેવળદેવી બારણા આગળ ઉભી હતી, તેણે તે રાજપુતને ઓળખ્યો. અને થોડો વખત ત્યાં થોભવાની ઈશારત કરી. આ પરિચય તથા ઈશારતનો અર્થ ઉદયભાનુંનાં માણસો સમજી શકયાં નહિ એ બહુજ સારૂં થયું. ઉદયભાનું, સંગ્રામસિંહ તથા કમલકુમારીને લઇને દરબાર તરફ ગયો, તે બાદ દેવળદેવીએ ઘરમાં જઇ એક ચિઠ્ઠી લખી અને તેની ગોળી બનાવી બારણાના ઓથે ઉભી રહી તે રાજપુત તરફ એવા તો જોરથી ફેંકી કે તે તેના બદન ઉપર પડી. એ ચિઠ્ઠીમાં લખ્યું હતું કે; "આવતી કાલે બપોરના બે વાગે તમે ભીખારીના વેષમાં અહિં ખાવાનુ માંગવા આવજો. રોટલો લઇ હું દરવાજા આગળ ઉભી રહીશ. એ રોટલાની અંદરથી એક ચિઠ્ઠી તમને મળસે તે વાંચવાથી તમોને સઘળી હકીકત સમજાશે." દેવળદેવીએ પોતાની બધી

હકીકત તથા પોતાની મૂક્તિને માટે કયો ઉપાય કરવા જેવો છે તે સવિસ્તર લખી જણાવ્યું. બીજે દિવસે રોટલો તૈયાર કરી તે ચિઠ્ઠી અંદર મુકી ઉદયભાનુનાં બધાં માણસોને પહેલેથી જણાવ્યું હતું કે હું પ્રતિ દસમે એક રોટલો મારે હાથે બનાવી તે મારે હાથેજ કોઇપણ ભીખારીને આપું છે. બીજે દિવસે સંકેત મુજબ પેલો રાજપુત ભીખારીના વેષમાં રોટલો માગતો માગતો ત્યાં આવી ચડયો, દેવળદેવી બારણામાંજ ઉભી હતી તેણે રોટલો આપી દીધો, અને સંધ્યા સમયે પુનઃ આવવા ધીમેથી સુચવ્યું. સંધ્યા સમય થતાં તે પુનઃ આવ્યો દેવળદેવીએ તેને સવારની માફક એક રોટલો આપ્યો, રોટલો લેતી વખતે તે રાજપુતે એક ચિઠ્ઠી દેવળદેવીના પગ આગળ નાંખી તે તેણે ચતુરાઇથી ઉપાડી લીધી. અને ઘરમાં ચાલી ગઇ.

પરંતુ ચિઠ્ઠીમાં શું લખ્યું હતું ? એ આવનાર રાજપુત કોણ હતો ? એ બાબત દેવળદેવી સિવાય કોઇ સમજી શક્યું નહિ. વાંચક ! ધૈર્ય રાખજે, સમય આવતાં સર્વ રહસ્ય આપો આપ પ્રકટ થશે.

એજ દિવસે રાત્રીએ ચંદ્રોદય થતાં આ પ્રકરણને મથાળે ટાંકેલી કવિતા મુજબ વિચારમાં ઉદયભાનુ, કમલકુમારી તથા દેવળદેવીને લઇ દક્ષિણ-તરફ રવાના થયો. :નિરાસાના પ્રચંડ તિમિરમાં આશાના એક દેખાતા કિરણના વિચારમાં દેવળદેવી, કમલકુમારીને આશ્વાસના શબ્દો કહેતી માર્ગ કાપવા લાગી.

---

# પ્રકરણ ૪ થું.



## લગ્નની તૈયારીયો.



આજ પોષ સુદી નોમનું શુભ પ્રભાત છે. ઉમરાઠા ગામમાં આજે બે–અઢી મહીનાથી મોટી તૈયારી થઇ રહી છે. પરંતુ શાને માટે? શિવાજીમહારાજના પરમસ્નેહી, તેમના જમણા હાથ સૂબેદાર તાનાજી માલૂસરે મહારાજ પાસેથી થોડા દિવસની રજા લઇ પોતાના ગામમાં આવ્યા છે, તેમની સાથે ઘણા સ્વારો તથા પૈદલ સૈનિક પણ આવેલું છે. ઉમરાઠા એક બહુજ નાનું ગામ છે. દક્ષિણ–ભારતમાં કોંકણ એક નાનો પ્રદેશ છે. તે પ્રદેશની આર્થીક સ્થિતિ બીજા પ્રદેશોના જેવી સારી નથી, વળી મનુષ્ય સંખ્યા પણ થોડી છે. પરંતુ પ્રાકૃતિક શોભાનાં અનેક દ્રષ્ય ત્યાં જણાઇ આવે છે. આબાદી ઓછી હોવા છતાં પણ એ પ્રાંત બહુજ સુંદર છે. એ નાનકડા ગામમાં, ઘણા સૈનિકો એકત્ર થવાથી જાણે કોઇ રાજાની છાવણીએ ત્યાં મુકામ કર્યો હોય એમ દેખાતું. પોતાના ગામનો એક માણસ શિવાજીમહારાજને ત્યાં સરદાર થવા પામ્યો છે, એ જાણી તે ગામનાં અબાલ–વૃદ્ધ, સ્ત્રી પુરૂષો આનંદ પામ્યા છે. તાનાજી રજાપર આવેલા હોવાથી ગામનાં તમામ માણસો તેમના મુકામપર સલામના માટે મોટી સંખ્યામાં આવે છે, અને જાય છે. માતાઓ, પોતાનાં બાળકોને

તાનાજી ની વીરતાની વાતો કહી સંભળાવી તેમનામાં વીરોત્સાહ ઉત્પન કરતી હતી. ગામના વૃદ્ધ પુરૂષો તાનાજીનાં દર્શન કરવા આવતા અને યૂવાનો દેશને માટે સૈન્યમાં જોડાઇ પોતાની વીરતાનો પરિચય બતાવવા તાનાજીને સમજાવતા હતા. ગરીબો પણ એ ઇચ્છાથી જતાં કે સૂબેદારને હમારાપર દયા આવે અને કોઈ નાની મોટી નોકરી શિવાજી મહારાજના રાજ્યમાં અપાવે. સ્ત્રીયો પણ એજ વિચાર કરતી કે હમારા સ્વામી પણ કોઇ દિવસ દેશ સેવા બજાવતાં વિજય-લાભ મેળવી મહારાજ શિવાજીના દરબારમાં સૂબેદારીનું પદ પ્રાપ્ત કરે. નાનાં બાળકો પણ તાનાજી, શિવાજીમહારાજ, દિલ્લીના બાદશાહ, અને વિજાપુરના નવાબના વેષ ધારણકરી, રાજ્યસ્થાપિત કરવાની કિલ્લાઓ જીતવાની, શત્રુઓની સાથે ઘનઘોર યૂદ્ધ કરવા. ઇત્યાદિની વીર રમતો રમી રહ્યાં હતાં. એક નાનકડા ગામમાં એક વીર પુરૂષની ઉત્પત્તિથી કેટલું સ્વાભિમાન જાગૃત થાય છે, અને લોકોના હૃદયમાં કેવી મહત્વાકાંક્ષા ઉત્પન થઈ હતી. તેનું યથોત્ વર્ણન કરવું અશક્ય છે. તાનાજી ફક્ત ચાર દિવસની રજા લઈ આનંદપૂર્વક પોતાને ઘેર રહેવા આવ્યા છે, પરંતુ ભિન્ન ભિન્ન પ્રયોજનથી ગામના લોક તેમની સાથે વાતો કરવા તથા શિવાજીમહારાજની અલૌકિક વીરકથાનું પાન કરવાના વિચારથી તેમની પાસે આવ્યાજ કરે છે. એ મુજબ બરાબર પંદર-વીસ દિવસ સુધી એક મેળાના જેવો દેખાવ થઇ રહ્યો હતો. ગામનાં તમામ માણસોની ઇચ્છા તાનાજીના મ્હોંમાંથી દેશહિત વિષે કંઇક સાંભળવાની હતી. પરંતુ આજ પોષ સુદી ૯ ને દિવસે તાનાજીના ઘર તરફ ગામનાં

તમામ માણસો આવવા લાગ્યાં હતાં, દરેક જણના મ્હોંપર પ્રસન્નતા અને આનંદના ચિન્હ પ્રકટી રહ્યાં હતાં. સુબેદાર તાનાજી લશ્કરી પોષાકમાં સજ્જ થઈ, હાથમાં લાંબી અણીવાળો ભાલો ધારણ કરી, ઘોડેસ્વાર થઈ, પાસે ઉભેલા એક ઘોડેસ્વાર સાથે કંઇક વાતચિત્ કરી રહ્યા હતા. ત્યાંથી થોડે દુર એક આઠેક વર્ષની ઉમરનો બાળક, તાનાજીના જેવાંજ વસ્ત્રોથી સજ્જ થએલો, કમરપટામાં લટકતી તરવાર તથા હાથમાં નાનો ભાલો ઝાલી એક ખટ-ઘોડાપર સ્વાર થઇ ઉભો રહ્યો હતો. તે બાળકનું તથા તાનાજીનું મ્હોં જોયા બાદ કોઇને એમ પૂછવાનું કારણ નહોતું રહેતું કે એ કોનો બાળક હસે. ઉક્ત બાળકનું નામ રાયબા છે, તેની મૂખાકૃતી આબેહૂબ તેના પિતાને મળતીજ હતી. પોતાનાં માતા-પિતાને જેવા કાર્યમાં દતચિત્ જુવે છે. તેવુંજ કાર્ય પોતે કરવાની હમેશાં હઠ લે છે. આજે તાનાજી શિવાજીમહારાજ પાસે જવાના હોવાથી, રાયબાએ પણ સાથે જવાની, તેવાંજ વસ્ત્ર અને અસ્ત્ર-શસ્ત્રથી સજ્જ થવાની હઠ લીધી. બાળ અને સ્ત્રી હઠથી વાંચકો પરિચિતજ હશે.

રાયબા, એ રાહ જોઈ રહ્યો હતો કે કયારે પિતાશ્રી પોતાના ઘોડાને ચલાવે કે તેમની પાછળ-પાછળ હું મારા ઘોડાને ચલાવું. એ વિચારમાં એ તાનાજી સામુ જોઇ રહ્યો હતો, એટલામાં તાનાજીની મા ત્યાં આવી પહોંચ્યાં; અને રાયબાની પાસે જઇ કહ્યું:-બેટા ! હવે તારી હોંસ પુરી થઇ. ચાલો હવે ઘોડા ઉપરથી નીચે ઉતરી જાવ, મહારાજ પાસે જવાથી કદાચ તારી વીરતા જોઇ તને કોઇ યુદ્ધમાં મોકલી દે.” તાનાજીની માતાના

શબ્દો સાંભળી ત્યાં ઉભેલાં બધાં સ્ત્રી–પુરૂષો હસી પડયાં, પરંતુ રણધીર બાળકે કહ્યું કેઃ–તો શું કોઇ પણ વૃદ્ધ હું નહીં જીતું ? મહારાજે અફજલખાંનો જે રીતે વધ કર્યો, તેજ પ્રમાણે હું પણ કોઈ ખાંને અવસ્ય મારીસજ. ” એટલું બોલતામાં તો રાયબાએ પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કહાડી, રાયબાની વીરતા જોઇ ત્યાં ઉભેલાં દરેક જણને આશ્ચર્ય અને આનંદ ઉત્પન થયાં કેટલાંક વૃદ્ધ સ્ત્રી–પુરૂષોની આંખમાંથી તો હર્ષાશ્રુ નીકળી પડયાં.

તાનાજીની માતાએ જોયું કે બાળક પોતાની હઠનો ત્યાગ કરતોજ નથી, ત્યારે તેમણે રાયબાને ઉદ્દેષી કહ્યું કેઃ–તું તારા લગ્નનું આમંત્રણ મહારાજને આપવા જાય છે ? વાહ ! વાહ ! ! મહારાજ તને શું કહેશે ? ગાંડા જેવો છોકરો છે, એમ કહેશે ! વળી એમ પણ કહેશે કે આવા ગાંડા છોકરાનાં લગ્ન શામાટે કરો છો ? હાલમાં એને ન પરણાવતાં મારી પાસેજ મુકી જાવ.”

રાયબાએ ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યોઃ–“ તો શું મહારાજ પાસે હું નહિ રહી શકું ? હું મારી મેળેજ મહારાજને કહીશ કે, મને તમારી પાસેજ રાખો, સમય આવે કોઈ પણ લડાઇમાં મોકલજો. લડાઇમાં મહારાજની એક બાજુએ હું તથા એક બાજુએ કાકાજી રહીશું, પછી જોજો કે રણક્ષેત્રમાં આ તરવાર શત્રુઓનો કેવો સંહાર કરે છે ! ”

રાયબાની મુખાકૃતિ તથા મ્યાનામાંથી બહાર કાઢેલી તલવાર જોઇ, લોકોને પુનઃ આનંદ ઉત્પન થયો.

તાનાજીની સાથે જે ઘોડેસ્વાર પુરૂષ વાતચિત્ કરી રહ્યો હતો, તેણે તાનાજીની માતા તરફ મ્હોં ફેરવી બોલ્યો;–"જાનકી! એ છોકરાને તું મ્હોડે શા માટે ચડાવે છે? એ હઠીલો તારૂં કહેલું માનવાનો છે? એને તો મારી સાથેજ આવવા દે, જ્યારે બે-ત્રણ દિવસ ભૂખે અને તરસે રહેવું પડસે ત્યારેજ એને ઘર યાદ આવશે, અને પછી કદી પણ ઘર બહાર જવાની વાત કરસે નહિ. રસ્તામાં ભૂખ્યો થસે એટલે ઘરે પાછો વળસે. તાના! હવે જલદી ચાલ, વખત શા માટે ગુમાવે છે?"

વીર તાનાજીને તાના કહી સંબોધનાર વ્યક્તિ ઘણીજ વૃદ્ધ હતી. લગભગ ૮૦ વર્ષની ઉમ્મર હોવા છતાં શરીર સુગઠિત અને દઢ હતું. મુછ તથા માથાના વાળ તદ્દન સફેદ થઇ ગએલા હોવા છતાં મ્હોપર કરચોળીનું નિસાન નહોતું. આંખપર ચસ્મા રાખવાની જરૂર પડી નહોતી. એટલુંજ નહિ પરંતુ ઘણે લાંબે સુધી તે બરાબર જોઇ શકતો હતો, દાંત પણ ઘણા મજબૂત હતા, આખી સોપારીને દાઢમાં દબાવી ભાંગી નાંખતો હતો. અર્થાત્ અંગનાં તમામ અવયવ પચીસ વર્ષના પૂર્ણ જૂવાન જેટલાં દઢ હતાં. કોઇ કોઈ સમયે તો પગસ્વારીએ થાકની અસર શિવાય રાત્રી દિવસ ચાલી શકતો હતો. ઉક્ત વ્યક્તિના તાનાજી ભાણેજ થતા હતા એટલે આખું ગામ તેમને સેલાર મામા કહી બોલાવતું હતું. તાનાજીની માતા એમની બહેન થતી હોવાથી એમણે ઉપર મુજબ સંબોધી વાત કરી હતી.

ઉપર મુજબ તાનાજીને તાકીદ કરી, સેલાર મામાએ પોતાના ઘોડાને જોરથી ચાબુક ચોડી દીધી, ચાબુકના ઇસારાથી ઘોડાએ

આગળ ચાલવાની ઉત્સુકતા પ્રકટ કરી. તાનાજીએ પોતાની માતા તરફ દષ્ટિ કરી તેમને હાથ જોડી પ્રણામ કર્યા, આજુબાજુ ઉભેલા ગામ લોકોને પણ હાથ જોડી રામ-રામ કર્યા, પછી પોતાના પુત્રને સંબોધી કહ્યું:—"ચાલો રાયબા સિલેદાર" એટલું બોલી પગની એડી દબાવી આગળ ચાલવા ઘોડાને ઈસારત કરી, ઘોડો ચાલવા લાગ્યો; એ જોઈ રાયબાએ પણ પોતાના ઘોડાની લગામ ખેંચી ઘોડાને ચલાવવા લાગ્યો. એ ત્રણે જણને આગળ વધતા જોઇ ત્યાં એકત્ર થએલાં માણસોએ મોટે સાદેથી કહેવા માંડયું કે,—"તાનાજી! મહારાજ ને અત્રે જરૂર જરૂર તડેતા આપજો. મહારાજના પગલાંથી આગામ પાવન થશે. હમો વરસાદના જેટલી રાહ મહારાજની જોઈ રહ્યા છીએ, મહારાજ તમારૂં કહ્યું કેટલું માને છે, મહારાજની પાસે તમારી કેટલી ઇજ્જત છે તે એ ઉપરથી માલમ પડશે.

"સેલારમામા! તમે ત્યાંથી ખાલી પાછા આવતાજ નહિં; મહારાજને જરૂર તેડતાજ આવજો, જુવો........."

સેલારમામાની ઉમ્મર જેટલી ઉમ્મરવાળા એક વૃદ્ધે ઘાંટો કહાડીને કહ્યું કે—"સેલારમામા! મહારાજને કહેજો કે હમારા ગામના તથા આજુબાજુના ગામના મળી એક હજાર સૈનિક તમારા આધિનમાં રહી દેશ-સેવા કરવા ઇચ્છા રાખે છે. તેમની સેવા-વૃત્તિ ધ્યાનમાં લઇ, અને જરૂર પધારી દર્શના-તુર લોકોને દર્શનનો લાભ આપે."

પ્રત્યુત્તરમાં ઘોડાને ધીમે-ધીમે ચલાવતાં સેલારમામાએ

કહ્યું કેઃ—કાળુદાદા ! તમે બે ફીકર રહો; મહારાજને અત્રે હું જરૂર તેડી લાવીશ. મહારાજના સૈન્યમાં મારા ત્રણ છોકરાઓ નોકર છે, આ મારો ભાણેજ તાનાજી મ્હોતના મ્હોંમાં જઇ તેમની સેવા બજાવી રહ્યો છે. એટલે એના છોકરાના લગ્ન પ્રસંગપર આવવા માટે મહારાજ કદી પણ નામરજી બતાવસે નહિ. હમો જ્યારે અહોનિસ તેમનીજ સેવા બજાવીએ છીએ તો તેઓ એક પણ દિવસ હમારી ઇચ્છાને આધિન નહિ થાય? હવે તમો મહારાજના સ્વાગતની તૈયારીમાંજ રહેજો, તેમને અત્રે લાવ્યા સિવાય હું રહેનાર નથી. રાયબાને સ્વહસ્તે ચાંલ્લો કર્યા સિવાય મહારાજ રહેનાર નથી. માટે હવે તમો કાળજીપૂર્વક તેમના દરજ્જાને ઘટતું સ્વાગત કરવાને તૈયાર રહેજો, તેમાં બિલકુલ ખામી આવવી ન જોઇએ. દસ—બાર દિવસમાં મહારાજને લઇ હું પાછો ફરીશ. અને ત્રણ—ચાર દિવસ મહારાજ અત્રે રોકાય તેમ કરીસ.”

કાળુદાદા સેલારમામાની વાતો સાંભળી પ્રસન્ન થયા, છતાં મશ્કરીના રૂપમાં કહેવા લાગ્યા કેઃ—સેલારમામા ! “તમોને તો એવી લાંબી-ચોડી હાંકતાં વધારે આવડે છે, પરંતુ જ્યારે મહારાજ તમારી સાથે આવે ત્યારેજ તમોને ખરા માનું. શિવાજી મહારાજ ઉપર કામનું દબાણ ઘણું છે. તેઓ તમને સાલ—પાઘડી આપી ખુશી કરી પાછા મોકલસે, પરંતુ તમો એટલામાં ખુશ થતા નહિ. એમને સાથે લીધા સિવાય પાછા ફરતા નહિ.”

કાલુદાદાની ખાત્રીતો હતીજ કે સેલારમામા મહારાજને તેડી લાવ્યા, સિવાય રહેનાર નથી. અને જ્યારે ગામ લોકોએ

એ વાત ચોક્કસ જાણી ત્યારે તેમના આનંદનો પાર ન રહ્યો. મહારાજનું કેવી રીતનું સ્વાગત્ કરવું પોતાના આંગણા અને મહોલ્લાને કેવી રીતે સણુઘારવાં તેનાજ વિચાર કરવા લાગ્યાં, શિવાજી મહારાજને તેઓ રાજા તરીકે નહિ, પરંતુ ઇશ્વરી અવતાર તરીકે માનતાં હતાં. તેઓ પ્રસંગોપાત્ કહેતા કે મુસલમાનોના અતિ જુલમમાંથી હિંદુ પ્રજાને ઉગારવાને માટે સાક્ષાત શંકરે મનુષ્યરૂપે અવતરી શિવાજી નામ ધારણ કર્યું છે. જે લોકોને શિવાજી ઉપર આટલી શ્રદ્ધા-ભક્તિ છે તે લોકો તેમના દર્શનને માટે ઉત્કંઠિત હોય એમાં શું નવાઇ? પ્રતિદીન એ રાહજ જોઇ રહ્યાં હતાં કે ક્યારે મહારાજ શિવાજીનાં દર્શન કરી કૃતાર્થ થઇએ.

ઉમરાઠા ગામમાં શિવાજી મહારાજ પધારશે. એ ખબરથી આનંદ-આનંદ વર્તાઇ રહ્યો હતો. જયાં પાંચ માણસ ભેગાં થતાં ત્યાં એજ વાત ચાલતી. સવારથી સાંજ સુધી શિવાજી મહારાજનીજ પ્રતિમા તેમના હૃદયમાં ખડી થતી. ગામની આજુ બાજુ ત્રીસથી ચાલીસ ગાઉ સુધીના ગામોમાં એ ખબર પ્રસરી ગઇ. તે પ્રત્યેક ગામના લોકોએ ઉમરેઠામાં જઇ શિવાજી મહારાજનાં દર્શન કરવા વિચાર કર્યો. પરંતુ હવે આપણે ઉપર મુજબના આનંદમાં ઉમરેઠા ગામને છોડી, સેલારમામા, તાનાજી તથા રાયબા તરફ વળીએ, કે જેઓ મહારાજને નિમંત્રણ કરવા માટે રાયગઢ તરફ ચાલી રહ્યા છે.

ત્રણે ઘોડેસ્વાર વ્યક્તિયો માર્ગ કાપી રહી છે, આગળ-પાછળ દશ-પંદર સ્વારો અને તેની પાછળ પેદળ સૈનિકો પણ

છે. તાનાજીને પોતાની સાથે આટલા લશ્કરની જરૂર નહોતી, પરંતુ માર્ગમાં શું છે કે શું નહિ ? માણસ સાથે હોય તો કામ લાગે. એ વિચાર પુરતાં લશ્કરી માણસો સાથે રાખ્યા હતા.

બાલ્ય, યૂવા અને વૃદ્ધ સ્થિતિની પેઠે આઠ વર્ષનો રાયબા, ચાલીસ વર્ષના તાનાજી, અને હેંસી વર્ષના સેલારમામા. શિવાજી મહારાજ વિષે વિચાર કરતા ચાલી રહ્યા હતા.

સેલારમામા ધારતા હતા કે, "હું શિવાજીમહારાજને આમંત્રણ કરવા જાઉં છું, તેઓ મારા આમંત્રણનો અવસ્ય સ્વીકાર કરશે. હું તેમને નિઃસ્પૃહ બની સ્પષ્ટહકીકત કહીશ, મહારાજની માતા જીજાબાઇને પણ વિનવીસ, અને મહારાજની સાથે તેમને પણ લેતો આવીસ."

તાનાજી વિચારી રહ્યા કેઃ–"કોણ જાણે મહારાજ આજકાલ શું કાર્યમાં પડયા હશે. ત્યાં ગયા બાદ મહારાજ મને શું કહેશે? દિલ્હીમાં શું આન્દોલન ચાલી રહ્યું છે ? વિજાપુરના સમાચાર શું હશે ? એ વિગેરેના તર્ક–વિતર્કોમાંજ તે માર્ગ કાપી રહ્યા હતા. પરંતુ રાયબા બાળક બુદ્ધિનો હોવાથી અનુકરણ કરવાના કામમાંજ તે દત્તચિત્ હતો. પોતાના બાપ ઘોડાપર સ્વાર કઇ રીતે થયા છે, કેમ બેઠા છે, ભાલો કેમ ઝાલ્યો છે, તરવાર કેવી રીતે લટકી રહી છે. મહારાજ શિવાજી કેવા હશે ? મને શું પૂછશે ? હું તેમને કઇ રીતે ઉત્તર આપીસ, વીગેરે વિચાર તેના અંતઃકરણમાં ઉદ્ભવતા અને સમતા.

દક્ષિણમાં સ્વદેશભક્ત અને વીરનર તરીકે તાનાજીની પ્રતિષ્ઠા ઘણી હતી. એટલે રાયગઢ જતાં રસ્તામાં જે જે ગામો આવતાં

ત્યાં ત્યાં ગામલોકો તાનાજીનો પ્રેમ-પૂર્વક સત્કાર કરતા. રાયબા સાથે હોવાથી રસ્તામાં ત્રણ જગ્યાએ વિશ્રાન્તિ લેવા તાનાજીએ નિશ્ચય કર્યો હતો. માર્ગમાં કેટલોક વખત ચુપચાપ ચાલ્યા બાદ તાનાજીએ પોતાના મામાને ઉદ્દેષી કહ્યું:—

" શેલારમામા ! પરમાત્મા મહારાજાને દીર્ઘાયુ કરે ! ભારતમાંથી વિધર્મીઓનો નાસ કરવાની શક્તિ કુદરતે એમનેજ બક્ષી છે. ભારતમાં પુનઃ સ્વરાજ્ય અને રામરાજ્ય સ્થાપન કરવાની એમની પ્રબળ અભિલાષા, જલદીથી બર આવશે એમ મને તો ચોક્કસ લાગે છે, શિવાજીમહારાજના આશ્રય નીચે ભારતમાં રામરાજ્ય હુ જોઈ રહ્યો છું. મારી ઉમર જે વખતે ૧૮ કે ૧૯ વર્ષની હતી, તે સમયની વાત છે કે મુલતાન લેવાને થોડાજ સમયની બાકી હતો, અને દુષ્ટોએ શ્રીધરસ્વામીને કેદ કરી લીધા, પરંતુ ધન્ય છે મહારાજ શિવાજી ! ને કે જેમણે દૈવી યુક્તિ વાપરી તેમને કેદ મૂક્ત કર્યા. એ જોઇ લોકો આશ્ચર્ય ચકિત થઇ ગયા. અરે, થોડાજ દિવસોની વાત છે કે દુષ્ટ અફજલખાંને તેના કર્મોનું ફળ કેવી રીતે ચખાડયું. એ બદમાશ મહારાજનો પ્રાણ લેવાજ આવેલો ! અને કેવા, કેવા પ્રપંચો રચેલા ! પરંતુ મહારાજ તેના પણ ગુરૂ ઘંટાલ નીકળ્યા ! તેઓ સમજી ગયા હતા કે એ દુષ્ટનાં વચનોનાં જરાપણ વિશ્વાસ નહિ. ધર્મ વિરોધીથી હંમેસાં સાવચેત રહેવું જોઇએ, તેની મુલાકાત બહુજ સાવચેતીથી લેવી જોઈએ. એમના વિચારમાં પરિણામે સત્યજ નિવડયા. જો એ વખતે મહારાજે એના ઉપર જરાપણ વિશ્વાસ મૂક્યો હોત તો એ પાપી પોતાની મુરાદમાં

જરૂર ફાવી જતે, મુલાકાત પ્રસંગે પણ મહારાજ સાથે ભેટવાને બહાને તેમની ગરદન પોતાની બગલમાં દબાવી. પરંતુ મહારાજ તો શરૂઆતથીજ સાવચેત હતા. એટલે વિશ્વાસઘાતનો બદલો કહો યા ન્યાય કહો તે તેને તરતજ આપી દીધો. એ વખતે અંગરક્ષક તરીકે હું મહારાજ સાથેજ હતો. કોઈપણ કાર્યમાં, તેમને ડર લાગવો કે ભયભીત બનવું એ તો તેઓ સમતાજ નહિ. એવા વીર પુરૂષની સેવા કરતાં કદાચ આ દેહનો અંત આવે તો એથી બીજું ધન્યભાગ્ય શું હોઇ શકે? પરંતુ એ તો દરેક કાર્ય પોતાના જીવ ઉપરજ જોખમ વ્હોરી કર્યા કરે છે. બીજાની મદદ કે સહાયતાનો વિચાર તેઓ કોઇપણ કાર્યમાં કરતા નથી. હવે તો એવો પ્રસંગ પ્રાપ્ત થતાં હું મહારાજને નિવેદન કરીશ કે દરેક કાર્ય આપ પોતેજ કરસો તો હમને તાલીમ કેમ મળસે? અને પછી આપની સાથે રહેલા શું ઉપયોગના? આપે તો ફક્ત હમોને આજ્ઞા આપી હમારા કાર્યનું નિરીક્ષણ કર્યા કરવું જોઇએ; આપની અને દેશની સેવામાં પ્રાણ અર્પવા હમો અહોનિસ તૈયારજ છીએ. ન કરે નારાયણ ને કદાચ તેમના દેહને અલવલ પહોંચે તો પછી હમે શું કરી શકનાર છીએ? મારૂં કહેવું બરાબર છે કે નહિ મામા!"

સેલારમામાએ પ્રતિયુત્તરમાં કહ્યું કે:—'તારા વિચાર સાથે હું સંપૂર્ણ મળતો છું. મહારાજે તો બેઠે બેઠે આજ્ઞા આપવીજ જોઇએ, હું પણ એમને એજ સલાહ આપીસ, પરંતુ રાયબાના લગ્ન ઉપર એ પધારશે કે નહિ? જીજાબાઇને બોલાવવા માટે જાનકીને આપણે સાથે લાવ્યા હોત તો ઠીક થાત. હું તો

જીજાબાઇને મળતાંની સાથે એજ કહીશ કે ધન્ય છે તમને ! તમારા પેટે સાક્ષાત શંકરે શિવાજીરૂપે જન્મ ધારણ કર્યો છે, કેમ રાયબા ! તને થાક તો નથી લાગ્યો ? મેં તો તને ઘેરજ કહ્યું હતું કે નાહક દુઃખી થવા હમારી સાથે શામાટે આવે છે ?"

રાયબાએ તરતજ જુવાબ આપ્યો; "મને થાક લાગ્યો ? થાક તો મને જરાપણ લાગ્યો નથી, હજુ પણ પંદરગાઉ તમારી સાથે ચાલી શકું એમ છું."

શરદ્ ૠતુની સમાપ્તિ થઈ ગઈ છે. તાપ ધીરે ધીરે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી રહ્યો છે, એ વખતે આપણા પ્રવાસીયો રાયગઢ તરફ ચાલી રહ્યા છે. તાનાજી તથા સેલારમામાને ઉષ્ણુતાની દરકાર નથી, કારણ કે એથી અધિક ઉષ્ણુતામાં એમણે અનેક વખત લાંબી મજલની મુસાફરી કરી છે; પરંતુ રાયબા સાથે હોવાથી ધીરે ધીરે ચાલવું પડે છે. રસ્તામાં જયાં જયાં વૃક્ષોની ઘટા આવતી ત્યાં ત્યાં મુકામ કરી રાયબાને, વિશ્રાન્તી આપતા, એવી રીતે મુકામ કરતાં કરતાં તેઓ રાયગઢ નજીક આવી પહોંચ્યા. શિવાજીમહારાજ એ સમયે રાયગઢમાંજ હતા, અને જીજાબાઇ પણ ભાગ્યવસાત્ પ્રતાપગઢથી આવી પહોંચ્યાં હતાં. તાનાજી જયારે ગઢની તળેટીમાં પહોંચ્યા ત્યારે તેમને ઉપર મુજબના સમાચાર મળ્યાં તે સાંભળી તે તથા સેલારમામા ઘણાજ ખુસ થયા.

કિલ્લામાં પ્રવેસ કરી નિયમાનુસાર પહેરેગીર સાથે પોતાના આવ્યાના સમાચાર મહારાજને કહેવરાવ્યા, અને પોતે તેની

પાછળ કિલ્લા ઉપર ચડવા માંડયું. ચડતાં ચડતાં એ વિચારજ તાનાજીને થયો કે મહારાજ અત્યારે શું વિચારમાં હશે, અને મને જોઇને તેઓ શું કહેશે ? મહારાજ કોઇપણ દિવસ સ્વસ્થ બેસી રહે તેવા નથી, તેઓ કોઇને કોઇપણ કાર્યમાં લાગેલાજ હશે, એમ તાનાજીને પૂર્ણ વિશ્વાસ હતો. સેલારમામા પણ એજ વિચાર કરતા હતા કે કેવી ઢબથી શિવાજીમહારાજને નિવેદન કરવું. રાયબાથી કિલ્લા ઉપર ચઢવું અશક્ય ધારી, એક સીપાઇની પીઠ ઉપર બેસાડી લીધો હતો. રાયબા મહારાજનાં દર્શન માટે ઘણોક ઉત્સુક હતો. તે એજ વિચાર કરતો કે કયારે મહારાજનાં દર્શન થાય, અને તેમની સાથે હું વાતચિત્ કરૂં.

થોડાજ સમયમાં તેઓ કિલ્લા ઉપર પહોંચી ગયા. પહેરેગીરે પણ તાનાજીના આવ્યાના સમાચાર મહારાજને વિદિત્ કર્યા. તેમને તરત પોતાની આગળ મોકલવા મહારાજે આજ્ઞા કરી હતી. ત્રણે જણ મહારાજ સન્મૂખ હાજર થયા. સેલારમામા નીચા નમી મહારાજને પ્રણામ કરવાની તૈયારીમાં હતા, એટલામાંજ શિવાજીએ ઉઠીને તેમના હાથ ઝીલી લીધા અને કહ્યું:-" મામા સાહેબ ! હું રાજા થયો તેથી શું થયું હું કાંઇ તમારો રાજા નથી, તમારી આગળ તો હું એક નાના બચ્ચા જેવો છું, તમે તો મારા પિતાશ્રી જેવા છો. તમારા આશીરવાદથીજ હું આજે આ સ્થિતિ પ્રાપ્ત કરી શકયો છું. આવો, અહિ મારી ગાદી પર બેસો !

મહારાજે સેલારમામાનો હાથ ઝાલી પોતાની ડાબી બાજુએ બેસાડયા. મહારાજ તરફથી થએલા સન્માનથી ભક્ત વૃદ્ધને

અત્યાનંદ પ્રાપ્ત થયો. આંખોમાંથી હર્ષાશ્રુની ધારા વહેવા લાગી તેમણે મહારાજની પીઠ ઉપર હાથ ફેરવતાં, ફેરવતાં કહ્યું:–શિવાજી! આપ મને વૃદ્ધ સમજી આટલું સન્માન કરો છો, તો આપ કોઇપણ યુદ્ધમાં અપયશ પ્રાપ્ત નહિ કરો. જેઓ વૃદ્ધોનું સન્માન કરે છે, જેમને વૃદ્ધોનો આશીર્વાદ મળે છે તેઓની કોઇપણ દિવસ અપકીર્તિ થતી નથી. હું આજે આપને નિમંત્રણ દેવા આવ્યો છું. રાયબા! આવ, મહારાજને પગે લાગ. મહારાજ આ તાનાજીનો પ્રિય પુત્ર છે. તેને પરણાવવા જાનકીએ નક્કી કર્યું છે. તે પ્રસંગ ઉપર આપને જરૂર પધારવુંજ પડશે. અને ચાર દિવસ હમારા ઘરની લૂખ્ખી–સુક્કી રોટલી આરોગવી પડશે. ગરીબ સમજી આશાને નિરાસામાં ફેરવી નાંખતા નહિ.

"વાહવા! આવો નાના સૂબેદાર! કેમ તાનાજી! આતો તમારાથી પણ વધારે વીર દેખાય છે? આને આજથી પરણાવસો? ગઈ કાલેજ માતુશ્રીએ તમને યાદ કર્યા હતા."

"સરકાર! આ સેવક આપની તથા માતુશ્રીની આજ્ઞા ઉઠાવવા સેવામાં હાજર છે. કહો, શું આજ્ઞા છે?"

"અત્યારે આજ્ઞામાં એટલુંજ કે નાવા–જમવાંની તૈયારી કરો. તે બાદ જે કહેવાનું હસે તે કહીશ." અરે કોણ છે? માતુશ્રીને, તાનાજી તથા રાયબા આવ્યાની ખબર આપો.

મહારાજ તાનાજી સાથે ઉપર મુજબ બોલતા હતા, તેવામાં એક પહેરેગિરે આવીને કહ્યું:–મહારાજ! બહારથી કોઇ હજુરીઓ આવ્યો છે, અને કંઇ જરૂરી કામસર મળવા ઇચ્છા રાખે છે. આવેલા હજુરીયાને પોતાના વિચાર–ભુવનમાં મોકલવા કહી, મહારાજ તે તરફ ચાલી ગયા.

---

# પ્રકરણ ૫ મું.

## દક્ષિણ તરફ કુચ.



ઔરંગઝેબની આજ્ઞાનુસાર ઉદયભાનુ દક્ષિણ તરફ રવાના થયો. માર્ગમાં તે વિચારવા લાગ્યો કે આજકાલ મારા ભાગ્યનો સિતારો ઘણોજ પ્રબળ છે, યૂક્તિ—પ્રયૂક્તિ વાળી બે—ચાર વાતો માંજ હું ઔરંગઝેબની કોપાગ્નીમાં ભસ્મ થતાં બચી ગયો. નહિ તો તે જે કંઇ સજા ન કરત એ થોડીજ હતી. તે ધારત તો મને જન્મ પર્યંત કારાગૃહમાં સબડાવતે યાતો આટલાજ અપરાધસર ફાંસીને માચડે લટકાવતે પરંતુ ઠીકજ થયું કે, ફક્ત ત્રણ માસ સુધી કમલકુમારી સાથે ન બોલવાની સજામાંજ પતી ગયું. કમલકુમારીનું નામ યાદ આવતાંજ તે વિચારવા લાગ્યો કેઃ—બાદશાહે મને ન્યાય આપ્યો નહિ. કયાં આજ અને કયાં ત્રણ મહિના? તેમણે કમલકુમારી મારા સ્વાધીનમાં કરી પરંતુ એથી મને લાભ શું થયો? જો હું તેની સાથે હાસ્ય-વિનોદ ન કરી શકું તો તે મારા સ્વાધીનમાં હો યા નહિ એ સમાનજ છે. પરંતુ પ્રથમથીજ મેં ભૂલ કરી, જો સંગ્રામસિંહ અને કમલકુમારીને બાદશાહની રૂબરૂ ન લઇ ગયો હોત તો બહુજ સારૂં થાત, અને હું મારી મરજી મુજબ ગમે તેમ વર્તી શકત. વળી એ સમયે હું સ્વતંત્ર હતો. પરંતુ સંગ્રામસિંહ જેવા વીર સરદાર ને જીતી તાબે કરી લાવવાનો લહાવો

લેવા માટેજ એટલો આડમ્બર મારે કરવો પડયો, એ બહાદુરીના બદલમાં ઇનામની વાત્ તો દુર રહી અને લેવાના દેવા થઇ પડયા. અર્થાત્ નિમાઝ પઢતાં મસીદ ગળે પડી.

પરંતુ અત્રે હવે ઔરંગઝેબ કયાં છે? અત્યારે હું ગમે તેમ કરૂં તો ઔરંગઝેબ કયાં જોવા આવનાર છે? ઔરંગઝેબ સિવાય મારી સામે મસ્તક ઉંચું કરી શકે એમ કોણ છે? પરંતુ ના. ઔરંગઝેબ બડો ધૂર્ત છે. હું તેની આજ્ઞાનું યથાર્થ પાલન કરૂં છું કે નહિ, તેની તપાસ માટે મારી પાછળ છૂપા જાસુસો મોકલ્યાજ હશે. વર્ષો વિતતાં વાર નથી લાગતી તો ત્રણ માસનો શું હીસાબ! હવે તો બનતી તાકીદે દક્ષિણ પહોંચી જવું જોઇએ. કારણ કે ત્યાં પહોંચી બાદશાહને લખું કે આપની આજ્ઞા મુજબ દક્ષિણ પહોંચ્યો છું. અને આપની ઇચ્છા મુજબના કાર્યની શરૂઆત કરી ચુકયો છું. વળી તે વિચારવા લાગ્યો કે; યદિ કોઇ રાજપુત સૈન્ય કમલકુમારીને છોડાવી લઇ જસે તો હું શું કરીશ? કદાચ કોઇ સૈન્ય ન આવે અને કમલકુમારીનો કોઈ સંબંધીજ ગુપ્ત વેસે મારી સાથે સાથે ચાલતો હોય, અને રાતના અચાનક મને મારી નાખે તો? એ મુજબ પાપી હૃદયમાં વિવિધ પ્રકારની શંકાઓ ઉત્પન્ન થાય તેવી ઉદયભાનુના હૃદયમાં ઉત્પન થતી, અને તેનું સમાધાન પણ પોતેજ કરી માર્ગ કાપી રહ્યો હતો.

ઉપર મુજબની શંકાઓ લાવવાનું, યા તો ભયભિત બનવાનું કારણ ઉદયભાનુને જરા પણ હતું નહિ. વળી તેની સાથે ચાર હજાર માણસનું લશ્કર હતું, એટલા લશ્કર વચ્ચેથી કમલનુ

કુમારીને છોડાવી લઈ જવાનું કામ સહેલું હોઇ શકે? વળી તેને કોઇ ચોરી છુપીથી મારી નાંખવાની શંકા પણ એટલીજ વિલક્ષણ હતી. પોતાના અંગરક્ષણને માટે જોઇએ તેવા માણસો ચાર હજાર સૈનિકોમાંથી સેલાઇથી મેળવી શકે એમ હતું, અને એવોજ બંદોબસ્ત કમલકુમારી ઉપર રાખવામાં હરકત જેવું નહોતું. પરંતુ જે ભય અને શંકા તેનામાં ઉત્પન થતી તેનું કારણ ફક્ત એના હૃદયમાં રહેલું પાપજ હતું. એ પાપજ તેને ભયભિત બનાવી રહ્યું હતું. સતી સાધ્વી કમલકુમારીને તે કારણ સિવાય કષ્ટ પહોંચાડી રહ્યો હતો એજ પાપ તેને ભય બતાવી રહ્યું હતું.

તેણે પોતાના આખા સૈન્યમાં તપાસ કરાવી કે સૈન્યમાં કોઇ અપરીચિત્ મનુષ્ય તો નથી? તપાસના પરિણામમાં અમલદારો કોઇ અપરીચિત્ આદમી જોઇ શકયા નહિ. શંકા સમાધાન થઇ જવાથી તેણે ધાર્યું કે હવે સિંહગઢ પહોંચું તોજ ચિંતામાંથી મુક્ત થાઉં. ત્યાં પહોંચ્યા પછી હું સ્વતંત્ર છું. ત્યાં પંદર દિવસ રહીશું, એટલામાં તો ત્રણ માસની મુદત પુરી થઇ જશે. અને તે દરમ્યાન સિંહગઢમાં કમલકુમારીને મારી કરવા તેની સાથે હાસ્ય–વિનોદ ચાલુ તો રાખીશજ.

" ભય વિના પ્રીતિ નહિ " એ સૂત્રાનુસાર કમલકુમારીને પોતાને તાબે કરવા માટે ઉદયભાનુ તેના પ્રત્યે હમેશાં નિર્દયતા પૂર્વક વર્તતો હતો, તેમજ કોઇ કોઇ વખત દયા, અને ભલમનસાઇથી પણ વર્તતો હતો; તે એટલુંજ બતાવવા પુરતુંજ કે, તેના કહેવાનો જો તે સ્વીકાર કરે તો તેને કષ્ટ પહોંચાડે નહિ.

એ રીતે ચાલતાં–ચાલતાં એક દિવસ તેણે નર્મદા નદીના કિનારા ઉપર પડાવ નાંખ્યો. શુકલપક્ષની રાત્રી હોવાથી સર્વત્ર ચાંદની પ્રકાશી રહી હતી. નદીના નિર્મળ જળમાં ચાંદનીનો પ્રકાશ અનુપમ શોભા આપી રહ્યો હતો. તે વખતે ઉદયભાનુને વિચાર થાયે કે કમલકુમારીને અત્રે બોલાવી તેની સાથે સભ્યતા પૂર્વક વાતચિત્ કરી મારા પ્રત્યે તેને આકર્ષિત કરૂં. વળી તેણે ધાર્યું કે એમ નહિ, પરંતુ હું પોતેજ તેની પાસે જઉં. અવિવેકી માણસના હૃદયમાં જે વિચાર ઉત્પન થાય તે પૂર્ણ કરવામાં આગળ કે પાછળનો વિચાર તે કદી કરી શકતો નથી. એવીજ દશા ઉદયભાનુની થઇ હતી. તે તરતજ કમલકુમારીના તંબુએ જઇ પહોંચ્યો, તંબુ બહારના પહેરેગિરને સુચના કરી કે બહાર જરા પણ ગરબડ થવા દેવી નહિ. તંબુ આગળ દાખલ થઇ ઉદયભાનુ કમલકુમારીના રૂમ આગળ જવાના બારણામાંનો કપડાનો પડદો ઉચકતો હતો એટલામાં અંદરથી કમલકુમારીના રૂદનનો ધીમો સ્વર સંભળાયો, એટલે તે અંદર ન જતાં ત્યાંજ થોભ્યો; અને શું થાય છે તે સાંભળવા લાગ્યો;–દેવળદેવી, કમલકુમારીને ધીમે સ્વરે આશ્વાસન આપતી હતી.

" કમલ ! તું નિરાસ શા માટે થઇ જાય છે? વિચાર તો કર કે જે એકલિંગજીમહાદેવે, ઔરંગઝેબ જેવા દુષ્ટ અંતઃકરણવાળાની મતિ બદલી નાંખી અને ત્રણ માસ સુધી તને કંઇ પણ કષ્ટ ન પહોંચડાવાની આજ્ઞા કરાવી, એ ભગવાન એકલિંગજી શું આગળ ઉપર આપણું રક્ષણ નહિ કરે ? મને તો સંપૂર્ણ આશા છે કે થોડાજ વખતમા આપણું આ કષ્ટ નષ્ટ

થશે. અર્થાત્ આપણે શીઘ્ર છૂટકારો મેળવી શકીશું. તારો દૃઢ નિશ્ચય જોઇનેજ ભગવાન એકલિંગજી ઉદયભાનુના હૃદયમાં સદ્બુદ્ધિ ઉત્પન કરશે. હાલ તો જે કંઇ સંકટ પડે તે ધૈર્યથી સહન કરવું એજ આપણો ધર્મ છે. વળી હું તને એક ખાનગી અગત્યની વાત કહેવા ઇચ્છા રાખું છું પરંતુ અત્યારે બહાર કોઈ પહેરેગિર હોય અને સાંભળી જાય માટે અત્યારે નહિ કહું. વખત જોઈ તને જરૂર કહીશ. પરંતુ જો મારૂં કહેવું તું માનતી હોય તો લાંઘણ કરવાનું તજી દે, ભૂખે મરી આત્મહત્યા કરવા ઇચ્છે છે? શું એમ કરવામાં પાપ નહિ લાગે? જ્યાં સુધી મારા સરીરમાં આત્મા છે, ત્યાં સુધી તો તારી રક્ષા હું કરીશ. મારા દેખતાં કોની મગદુર છે કે તારા સરીર તરફ આંગળી ઉંચી કરી શકે? યદી કોઈ પણ મનુષ્ય તારો ધર્મ નષ્ટ કરવા પ્રયત્ન કરે તો મારા જીવને જોખમે તને બચાવીશ અને તેમ કરવામાં જો મારા દેહનો અંત આવે તો પછી તારૂં ભાગ્ય મારા જીવતાં તો કોઇની શક્તિ નથી કે તે તારા તરફ કુદ્રષ્ટિથી જોઇ શકે. આ મારા શબ્દો તરફ તું સપૂર્ણ વિશ્વાસ રાખ."

દેવળદેવીના આશ્વાસનની કમલકુમારી ઉપર કંઇપણ અસર ન થઇ તે ધીમે-ધીમે રડયાજ કરતી હતી. ઉદયભાનુ દુષ્ટ પ્રકૃતિનો કા પુરૂષ તો; પરંતુ કમલકુમારીને રડતી સાંભળી તથા દેવળદેવીની તેના પ્રત્યે આશિમ ભક્તિ જોઇ તે સમયે ત્યાંથી પાછું વળવુંજ ઉચ્ચિત ધાર્યું. અને ધીરે ધીરે પાછે પગલે તંબુ બહાર નીકળી ગયો. પરંતુ દેવળદેવીના એક શબ્દે તેના સરીરમાં અગ્નિ સળગાવી હતી. કમલકુમારીને કહેવાની ગુપ્ત વાત

શું હશે? સૈન્યમાંના કોઇ અધિકારીને પોતાના પક્ષમાં લઈ માર્ગમાં કંઇ ઉપદ્રવ કરવાની તજવીજ તો નહિ કરી હોય? શું તેઓ મારી સાથે દગલબાજી તો નહિ રમતાં હોય? વિશ્વાસઘાત કરી મને મારી નાખવાનો પ્રપંચ તો નહિ હોય? કદાચ કમલકુમારીને મારા સ્વાધીનમાંથી છૂટી કરી નાસી જવાની તજવીજ તો ન હોય? એ મુજબના અનેક તર્ક–વિતર્ક તેના મનમાં ઉત્પન થવા લાગ્યા. અને અંતમાં નક્કી કર્યું કે કમલકુમારીના તંબુ ઉપર દરરોજ પહેરેગિરો બદલવા જોઇએ. હમેસાં એકજ પહેરેગિર રાખવાથી સંભવ છે કે તેઓ તેની સાથે મળી જઈ મારી સાથે વિશ્વાસઘાત કરે. પરંતુ એમ કરવાથી લાભ શું? દેવળદેવીની ગુપ્ત વાત શું છે એ કેમ સમજાય? એ વિષે બહુજ વિચાર કર્યો પરંતુ કોઇપણ યૂક્તિ કામ ન લાગી, ત્યારે તેણે પોતેજ દેવળદેવીને રૂબરૂમાં મળીએ ગુપ્ત વાતનો ભેદ જાણવાની ઇચ્છા રાખી અને દેવળદેવીને પોતાને મળી જવા કહાવ્યું. પરંતુ દેવળદેવીએ સાંભળ્યું–ન સાંભળ્યું કરી એ વાત ઉડાવી દીધી ત્યારે ઉદયભાનુએ પોતાની સન્મૂખ હાજર થવા સખત તાકીદ આપી તેના પ્રત્યુત્તરમાં દેવળદેવીએ કહાવ્યું કે; "અત્યારે હું આપના સ્વાધીનમાં છું, એટલે આપ જે હુકમ કરો તેને માન આપવુંજ જોઇએ. પરંતુ હું કમલકુમારીને એકલી મૂકી એક ક્ષણ પણ દૂર જવા ઈચ્છતી નથી. પરંતુ પશુબળ વાપરી કોઇ મને તેનાથી છૂટી કરે તો લાચાર છું. અર્થાત્ હું મારી મરજીથી કમલકુમારીને એકલી મૂકી શકતી નથી. જેથી મને જે કંઈ પૂછવું હોય તે સુખેથી અત્રે કહેવરાવી મોકલો અગર તો આપ પોતે અત્રે

આવી જાવ."

દેવળદેવીનાં કઠોર વાક્યો સાંભળી ઉદયભાનુને ઘણોજ ગુસ્સો ઉત્પન્ન થયો પરંતુ તેનામાં એટલુ સાહસ નહોતું કે તે પશુબળ વાપરી કમલકુમારીથી દેવળદેવીને જુદી પાડી શકે. એટલે તેણે ધાર્યું કે હું પોતેજ એની પાસે જઇ બે ચાર સભ્યતાપૂર્વક મીઠી–મીઠી વાતો કરી તેના હૃદયમાંની ગુપ્ત વાતનો ભેદ અવસ્ય સમજી લઉં. એક દિવસ ફરતાં ફરતાં તે કમલકુમારીના તંબુ ઉપર જઈ પહોંચ્યો. ઉદયભાનુને જોતાંજ કમલકુમારીનાં હોંસ ઉડી ગયા.

કમલકુમારીને જોતાંજ ઉદયભાનુના પાષાણ–હૃદયને પણ અત્યંત ખેદ થયો; શું મારા ભયથીજ આ સુકોમળ બાળાની આ દશા થઇ હશે? એ વિચારમાંજ એ કેટલોક વખત થોભી રહ્યો. કમલકુમારીની સ્થિતિ પણ એવી તો શોચનિય થઇ ગઇ હતી કે, તેનું શરીર ફક્ત હાડકાંના માળા જેવુંજ થઇ ગયું હતું. તેનું ખીલતું સોંદર્ય એવું તો નિસ્તેજ થઇ ગયું હતું કે– તેના જેવું કોઇપણ માણસ ભાગ્યેજ માલુમ પડે. એ સ્થિતિમાં ઉદયભાનુએ વિચાર્યું કે જો હું તેની સાથે નિર્દયતાથી વર્તવાનો વ્યવહાર તજી દઉં તો સંભવ છે કે તેના શરીરમાં પુનઃ બળ આવે અને જીવતી રહે નહિ તો સિંહગઢ પહોંચતા પહેલાંજ કોઈક રસ્તામાં મર્ણ પામે. જો આ દશાજ ચાલુ રહી તો જરૂર થોડાજ દિવસમાં ને કાળના કરાળ મૂખમાં જવાનીજ. એ વિચા-રથી તેણે દેવળદેવીને બોલાવી સ્પષ્ટપણે કહ્યું કે, "દેવળદેવી! હું આજથી તમારી સાથે કોઈપણ પ્રકારની વાતચિત કે ઉછ્છાદ

નહિ કરૂં. એટલુંજ નહિ પરંતુ માઘ કૃષ્ણ નવમીને દિવસે કમળકુમારીને બોલાવી સભ્યતાથી નિવેદન કરીશકે તું મારી સાથે લગ્ન બંધનથી બંધાવા રાજી છે યા નહિ? યદિ એણે કદાચ એમ કહ્યું કે "નહિ" તો "શા માટે નહિ" એટલું પણ પૂછ્યા સિવાય તેને તથા તને જરૂર ઉદેપુર પહોંચાડી દઇશ. પરંતુ તું તેની બરાબર સંભાળ રાખ, રીબાઈ, રીબાઇને મરવું એમાં લાભ શું? હવે હું એના તરફ ઉંચી આંખ કરી જરા પણ જોવાનો નથી. અત્યાર અગાઉ કેદાડાનીયે મે તેને મારા સ્વાધીનમાંથી મૂક્ત કરી હોત પરંતુ મારી આશા છૂટતી નથી! એટલે લાચાર" એટલું બોલી તે ત્યાંથી તરત પાછો ફરી ગયો.

ઉપર મુજબ આશા આપતી વખતે તેના હૃદયમાં સદ્બુદ્ધિ હતી કે દુર્બુદ્ધિ તે કહેવું મુશ્કેલ છે. પરંતુ ઘણી વખત એમ જોવામાં આવ્યું છે કે, દુષ્ટ મનુષ્યના હૃદયમાં સદ્બુદ્ધિ ઉત્પન્ન થતાં તે પોતાનાં દુષ્ટ કર્મોથી નિવૃત્ત થઇ જાય છે, અને પોતાનાં ભૂતકાળનાં દુષ્ટ કર્મો માટે પશ્ચાતાપ કરે છે. એટલુંજ નહિ પરંતુ પુનઃ પાપવાસનાઓથી અભિન્ન રહેવા ઇશ્વર પ્રાર્થના કરે છે. કદાચ એવોજ અવસર ઉદયભાનુને માટે આવી ગયો હોય! એ સમયે કમળકુમારીની સ્થિતિ પણ એવીજ થઇ ગઇ હતી કે, પાષાણમાં પાષાણ હૃદયનો મનુષ્ય તેને જુવે તો તેના પ્રત્યે દયા ઉત્પન્ન થયા સિવાય રહે નહિ. એ દશામાં કદાચ ઉદયભાનુની મતિ બદલઇ ગઇ હોય તો તેમાં જરાપણ આશ્ચર્ય નથી! પરંતુ ઉદયભાનુનો ઉપર મુજબનો પશ્ચાતાપ કેટલા દિવસ ટકે છે એજ આપણે જોવાનું છે અને તે આગળ જતાં આપણી દ્રષ્ટિ સન્મુખ

રજુ થશે. કમલકુમારીને મૂકત કરવાની આશા આપવામાં એ મતલબ પણ હતી કે એ રાત્રી દિવસે જે ચિંતામાં વ્યાકુલ રહે છે તે ચિંતાને તજી દે, ચિંતા દુર થઈ જવાથી તેના શરીરમાં પુનઃ યૌવનની સ્ફુર્તિ શોભી નીકળે અને અને પછી તેની સાથે લગ્ન સંબંધી વાતચિત થઇ શકે. જે હોય તે ખરૂં, પરંતુ એટલું તો નક્કીજ છે કે કમલકુમારીના તંબુએ જઈ તેણે ઉપર મુજબનું ભાષણ કર્યું તો અવશ્ય !

કમલકુમારીની શોચનીય દશાનું જે વર્ણન ઉપર કરવામાં આવ્યું છે તેવી દશાને પ્રાપ્ત થવામાં એનો પોતાનોજ હસ્ત હતો. જયારથી તે ઉદયભાનુના સ્વાધીન થઈ ત્યારથીજ તેણે પોતાની એવી દિનચર્યા નક્કી કરી રાખી હતી કે તે આટલા દિવસ જીવિત રહી એજ આશ્ચર્ય હતું, તે સવારથી સાંજ અને સાંજથી સવાર સુધી રડયાજ કરતી હતી. પોતાના સ્વર્ગસ્થ પતિની પાદુકાને સદૈવ છાતી સાથે દબાવી રાખતી, હરઘડી તેના પ્રતિ દ્રષ્ટિ કરતી અને પુજતી. પતિ સ્મરણમાંજ સમય વ્યતિત કરતી. જમવાનો થાળ મોં આગળ મૂકવા છતાં તેના પ્રતિ દ્રષ્ટિ સરખી પણ કરતી નહિ. દેવળદેવીના અત્યાગ્રહને લીધે થોડું દુધ પીતી અગર તો કોઈ વખતે બેચાર કોળીયા જમી લેતી. દેવળદેવીએ તેને ઘણી વખત કહ્યું હતું કે આ પ્રમાણે આત્મહત્યા કરવી એ મહા પાપ છે. પરંતુ સર્વ વ્યર્થ ! કમલકુમારી તેની સલાહ કે શીખામણ ઉપર લક્ષ આપતીજ નહિ. એક દિવસ દેવળદેવી કંઇક કામ પ્રસંગે તંબુના દરવાજા તરફ ગઇ અને બહારની બાજુએ દ્રષ્ટિ કરી. તંબુથી થોડેજ દુર, એક પહેરેગિર

સંત્રી પહેરો ભરી રહ્યો હતો, તેના ઉપર એની દષ્ટિ પડી. તેના પ્રતિ તે એક નજરે કેટલોક વખત જોઇ રહી; તે પહેરેગિર તરફ જોતાં જોતાં તેના મૂખ ઉપર પ્રસન્નતા તથા આંખ અને ગાલોપર પણ એક પ્રકારનું વિલક્ષણ તેજ ચળકી ઉઠયું, તે આજ સ્થિતિમાં કેટલોક સમય ત્યાં ઉભી રહી અને વિચારવા લાગી કે એને નજીક બોલાવી કંઇક વાતચિત કરૂં યા નહિ, તેને નજીક બોલાવી વાતચિત્ કરવામાં મોટું જોખમ સમાયલું હતું અને એવું જોખમ ખેડી સાહસ કરવાનો આ સમય નથી, એમ ધારી તે ત્યાંથી ચાલી જવાના વિચારમાં હતી; એટલામાં તે પહેરેગીર ધીરે ધીરે તંબુના દરવાજા તરફ આવવા લાગ્યો, અને પોતાના બૂટ સાફ કરવાને બહાને દરવાજા આગળ બેસી, એક બૂટ પગમાંથી બહાર કહાડયો, તે બૂટની અંદર એક લખેલા કાગળ નો ટુકડો હતો તે કાગળ તેણે ધીરે રહી આજુબાજુ નજર કરી, તંબુના દરવાજામાં નાંખી દીધી, અને બૂટ સાફ કરી પગમાં પહેરી લીધો. ત્યાંથી જરા આગળ જઈ પોતાનું પહેરો ભરવાનું કામ ચાલુ કરી દીધું.

પહેરેગિરે તંબુમાં નાંખેલા કાગળના ટુકડાને દેવળદેવીએ તુરત ઉપાડી લીધો, અને તેમાં લખેલી હકીકત વાંચી, વાંચતાં-વાંચતાં તેનામોં ઉપર એટલી તો પ્રસન્નતા દેખાઇ કે તેને આ વખતે કોઈ અપૂર્વ આનંદ પ્રાપ્ત થયો. એમ તેના પ્રતિ જોનારને સહજ જણાઇ આવ્યા સિવાય રહે નહિ. હાથની મુઠીમાં કાગળ રાખી દેવળદેવી ત્યાંથી હસતી-હસતી કમલકુમારી તરફ ગઇ અને કહેવા લાગી; “ કમળ ! આ દુષ્ટોથી આપણો હવે જલદીથી છૂટકારો થશે.

એ બાબતમાં તું હવે જરા પણ ચિંતા કરીશ નહિ, અને જો તું બુદ્ધિશાળી હોય તો મારી વાત માનીજા ! એક વાત જે મેં તને આજ સુધીમાં સ્પષ્ટ કહી નથી તે વાત હું આજ તને કહેવા ધારૂં છું, તે વાત તને આટલા દિવસ ન કહી તેનું કારણ ફક્ત એટલુંજ કે:–જો કોઇ તે સાંભળી જાય અને ઉદયભાનુને કહી દે. તો આપણી ધારી ધારણા ધુળમાં મળી જાય. અને ફજેતી તથા કેટલીક પ્રાણહાનિ થાય. પરંતુ હવે આજે એ વાત હું તારાથી ગુપ્ત નથી રાખી શકતી. હવે તું રડવા–કકળવાનું તજી દે. જો તું આવીજ રીતે પ્રતિદીન તારા શરીરને નિર્બળ કરતી જશે તો, આપણા છૂટકારા સમયે તું પૈદળ શી રીતે ચાલી શકસે. નિર્બળ સરીરથી હમારી સાથે નાસી છૂટાશે નહિ. માટે તું કોઇ પણ પ્રકારે તારા શરીરને સશક્ત કર, હું જે ગુપ્ત વાત તને કહેવા ધારૂં છું તે સાંભળી તું પણ પ્રસન્ન થયા સિવાય રહીસ નહિ.”

એટલું બોલી તેણે દરવાજા તરફ તથા આજુબાજુ દ્રષ્ટિ કરી. કમલકુમારીના કાનમાં કંઇક વાત કહી. એ સાંભળી કમલકુમારીનાં મોંપર પ્રસન્નતાનાં ચિન્હ પ્રકટી નીકળ્યાં, તેના આખા શરીરની આકૃતિ બદલાયલી માલમ પડી, તેને પણ ચોક્કસ લાગ્યું કે હવે અત્રેથી કોઇપણ પ્રકારે છૂટકારો થયા સિવાય રહેશે નહિ. તે બાદ બીજા બે કાગળો દેવળદેવીએ કમલકુમારીને વાંચવા માટે આપ્યા, તે વાંચી કમલકુમારીના હર્ષનો પાર ન રહ્યો, તેણે દેવળદેવી તરફ આનંદપૂર્વક જોઇ બોલી:–“દેવળ ! જો કદી એમજ થયું અને હું મારા પિતાશ્રીને પુનઃ જોઇ

બક્ષીસ તો તારો તથા તારા........" પરંતુ એટલામાં તો તરત દેવળદેવીએ તેના મોં ઉપર હાથ દાબી તેને બોલતાં અટકાવી દીધી, અને બોલી; " કમળ ! તું આ શું ગજબ કરવા બેઠી છે ? શત્રુના ઘરમાં બેસી પોતાની ગુપ્ત વાતો આટલા જોરથી બોલાય ? આટલા માટેજ આ વાત મેં આટલા દિવસ તારાથી ગુપ્ત રાખી અને તું તો ઉતાવળે-ઉતાવળે બોલવા લાગી, કદાચ આ વાત ઉદયભાનુના કાને જાય તો આપણે ધારેલી ધારણા માટીમાં મળી જતાં પલવાર પણ ન લાગે, માટે ઉતાવળે આજ પછી કદી બોલતી નહિ, અને હવે બીજી ખખતો છોડી તું તારા શરીર ઉપર ધ્યાન આપ કે સમય આવતા તું ચાર-પાંચ ગાઉ સહેલાઇથી ચાલી શકે, તે સમયે એવું ન બનવું જોઇએ કે તારી અશક્તિને લીધે હમે પણ પુનઃ પકડાઇ જઇએ, અને અર્થનો અનર્થ થઇ જાય." આ વખતે કમળકુમારીની દશા બહુજ વિલક્ષણ હતી. દેવળદેવીની સલાહ અત્યારે તેને અમૃત પાન કરાવી રહી હતી, તે દેવળદેવી તરફ દ્રષ્ટિ કરી બોલી; દેવળ ! તું મારા માટે આવો પરિશ્રમ ઉઠાવી રહી છે તો શું હું તારૂં એટલું કહ્યું પણ નહિ માનું ? હવે તું જેમ કહેશે તેમજ વર્તિશ. " અને તે બાદ તેણે પોતાની આગલી દિનચર્યા બદલી નાંખી.

રસ્તામાં ઉપર મુજબની ઘટનાઓ બનતાં-બનતાં, ઉદયભાનુની સ્વારી દક્ષિણ પહોંચી. બાદશાહે જે પત્ર જસવંતસિંહ તથા મુઆઝમને આપવા તેની સાથે મોકલ્યો હતો તે પત્ર તેણે ત્યાં આપી, ત્યાંથી સૈન્ય લઇ સિંહગઢના કિલ્લામાં આવી પહોં-

ચો. ત્યાં પહોંચતાં તરતજ તેણે શિવાજી તથા જસવંતસિંહ* વચ્ચે શું સબંધ છે? એ જાણવા માટે પોતાના ગુપ્તચરો છોડી મૂકયા. એ દ્વારા કંઇ ચોકસ બાતમી મળે તો ઠીક નહિ તો તેણે બાદશાહને જસવંતસિંહ વિષે લખવાનું જે અગાઉથી નક્કી કરી રાખ્યું હતું તેના ઉપરજ દ્રઢ રહ્યો. અને આઠમે દિવસે નીચે મુજબનો એક પત્ર બાદશાહને લખી મોકલ્યો.

ખુદાવંત શાહેનશાહ આલમગીરની ખીજમતમાં
મુ. દિલ્હી

"આલેકુમ સલામ બાદ નમ્રતા પૂર્વક અરજ કે.
" આ તરફ પ્રતિદિન શિવાજીનું પ્રબળ વધતું જાય છે. જસવં-
" સિંહ તથા બાહજાદાનો તેને જરા પણ ભય નથી. જસવંતસિંહને
" પોતાના પક્ષમાં મેળવી લઇ શાહજાદાથી એ તદ્દન બે પરવાહ
" રહે છે. જસવંતસિંહ તદ્દન રાજદ્રોહી બની શિવાજીને પોતાની
" સંપૂર્ણ મદદ આપી રહ્યા છે. એટલુંજ નહિ પણ હું તો
" ત્યાં સુધી ધારું છું કે આપે મારી સાથે મોકલાવેલો કાગળ
" પણ એણે શિવાજીને વંચાવ્યો હોવોજ જોઇએ. વિજાપુર અને
" ગોવળકોન્ડાનું રાજય લેવા અને શિવાજી ઉપર દેખરેખ રાખ-
" વાને બહાને તે અંત્રે રોકાયો છે. પરંતુ હાથીના દાંત ચાવવા
" અને બતાવવાના જુદા છે. તેનો વિચાર બાદશાહી સૈન્યદ્વારા
" વિજય પ્રાપ્ત કરી તે પ્રદેશો શિવાજીને સ્વાધીન કરી દેવાનો
" છે. હું આજે લખી રહ્યો છું તેમાં તલમાત્ર પણ અતિશયોક્તિ
" નથી. એ મુજબ શિવાજી આખા દક્ષિણ પ્રાંતનો માલિક થવાથી

" તેના પ્રભાવ અને બળની શિમા અતિશય વૃદ્ધિ પામસે. અને
" તે પોતાની પ્રચંડ સૈન્ય લઇ એકદમ દિલ્લી ઉપર ચડી આ-
" વશે. પરિણામ શું આવશે. તે તો ઇશ્વરજ જાણે છે.
" શિવાજી પ્રતિદિન પોતાની સત્તા વધારતો જાય છે. એનું મુળ
" કારણ જસવંતસિંહજ છે. એના તરફથીજ તેને દરેક જાતની
" સવડ મળે છે. એટલે જયાં સુધી જસવંતસિંહ દક્ષિણમાં મોજુદ
" છે ત્યાં સુધી; શિવાજીને પકડવો યા તો તેના આક્રમણને
" રોકવો એ બિલકુલ અસંભવિત છે. જે મરાઠા સરદારો શિવા-
" જીના વિરોધી હતા તે જસવંતસિંહની સલાહ અને સમજુતથી
" તેના દોસ્તો બની ગયા. એટલે હવે આપણાથી થઈ ગએલી
" ભૂલને શીઘ્રતાથી સુધારવી જોઇએ. જો જસવંતસિંહ અત્રેજ
" રહેશે તો પોતે કંઇ કરશે નહિ તેમજ બીજાને પણ કંઇ
" કરવા નહિ દે. એટલુંજ નહિ પરંતુ તેના માર્ગમાં કંટક
" બિછાવી તેને રોકવાનોજ પ્રયત્ન કરશે.

" ઉપર મુજબની અત્રેની સાચી હકીકતમેં આપનાં પવિત્ર
" ચર્ણોમાં નિવેદન કરી છે. હવે આપશ્રીની ઇચ્છા અને આજ્ઞા
" મુજબ વર્તવા આ સેવક અહોનિસ તૈયાર છે. આપશ્રીની
" આજ્ઞાનુસાર સિંહગઢના કિલ્લાનો કબજો મેં લઇ લીધો છે.
" હવે આપ સિંહગઢની બાબતમાં બે ફીકર રહેશો. કિલ્લાની
" ચારે બાજુએ બહુજ ઉત્તમ પ્રબંધ કર્યો છે. એટલે હવે કિ-
" લ્લાની દીવાલ ઉપર શિવાજીનો કે તેની સૈન્યાનો પડછાયો
" પણ પડવા પામશે નહિ. પરંતુ કિલ્લાનો ઉત્તમ પ્રબંધ કરી
" બેસી રહેવામાં શું લાભ ? આખા દક્ષિણમાં શિવાજીનો પ્રબંધ

" પ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે. અને તેમાં જસવંતસિંહ સહ
" ચક બની રહ્યો છે. તે સંજોગમાં આપણા ફકત એક કિલ્લ
" નોજ પ્રબંધ ઉત્તમ હોય તેમાં આપણી વિશેષતા કે શો
" શું ? યદિ શ્રીમાનની મારા પ્રત્યે કૃપા અને આજ્ઞા હસે
" ફકત બે માસમાંજ મારા બુદ્ધિબળથી શિવાજીને ફસાવી
" કરી આપ શ્રીમાનનાં ચર્ણોમાં ઉપસ્થિત થઇશ. અત્રે આ
" તપાસ કરતાં મને મળેલા સમાચાર ઉપરથી હું કહી શ
" છું કે શિવાજીને ફસાવી કેદ કરવો બહુ મુશ્કેલ નથી, પર
" ફકત જસવંતસિંહને અત્રેથી બોલાવી લેવા પુરતીજ વાર છે
" અત્રેથી ગયા બાદ શાહજાદાને તો હું કોઇ પણ યત્ને ફેર
" લઇશ. એટલુંજ નહિ પણ તેને હમેસને માટે આપનો આ
" કારી બનાવી દઇશ. આપની વિરૂદ્ધ થઇ મરાઠા—શત્રુઓ સા
" મિત્રતા કરવી એ તે ને જરાપણ પસંદ નથી પરંતુ એનું કાર
" પ્રકત જસવંતસિંહજ છે.

" હું તો શ્રીમાનની આજ્ઞાનું પાલન કરનારો છું; જે
" આજ્ઞા હશે તે મુજબ વર્તીસ હાલ તો શ્રીમાનશ્રીની આજ્ઞાનુસ
" સિંહગઢની રક્ષા કરી રહ્યો છુ. આ પત્ર સાંઢણી—સ્વાર સા
" સેવામાં મોકલ્યો છે. હાલ એજ અરજ.

લિ૦ હું છું આપનો ચર્ણ—સેવક,

ઉદયભાનુ.

ઉપર મુજબ પત્ર તઇયાર કરી સાંઢણી—સ્વાર સાથે દિ
મોકલી પોતે આવકૃષ્ણ નવમીની પ્રતિક્ષા કરવા લાગ્યો.

# પ્રકરણ ૬ ઠું.

## પ્રતિજ્ઞા.

છે ધન્ય ક્ષત્રીય જીવનને, સમરાંગણે તન જો પડે;
સેવા થતાં નિજ દેશની, કીર્તિ કમાવાનું મળે.
× × × ×
લુણ ખાધું જે જનતણું, તેના હિતને કાજ;
તન–મન–ધન અર્પણ કરે, જીવન સફળ લેખાય.
× × × ×



મહારાજ શિવાજી પોતાની પ્રજા અને તાબાના નોકરો ઉપર પોતાના ભાઈ ભાન્ડુ જેટલો પ્રેમ અને મમતા રાખતા હતા. જ્યારે તેઓ લડાઇના મેદાન ઉપર હોય, તે વખતે પોતાના સૈનિકોને જમવાની સવડ બરાબર થાય છે કે નહિ તેનું તેઓ ચોક્કસ ધ્યાન રાખતા. એટલુંજ નહિ પરંતુ ભોજન સમયે દરેક કોમના સૈનિકોના રસોડામાં જઇ તપાસ કરતા, અને સૈનિકોને પ્રથમ જમાડી પોતે પછીથી જમતા. મહારાજના આ ઉત્તમ વ્યવહારથી દરેક સૈનિક મહારાજા ઉપર અથાગ પ્રેમ અને ભક્તિભાવ રાખતા. પ્રસંગ પડે કાળના મૂખમાં જવાની મહારાજ એકને આજ્ઞા કરતા તો તે કામ કરવા દશ સૈનિકો તૈયાર થતા. એટલુંજ નહિ પરંતુ મહારાજના પરસેવાના

ટીંપા આગળ વીર સૈનિકો પોતાનું લોહી હસ્તે મોંઢે વહેવડાવતા. મહારાજ શિવાજીની સ્મરણ શક્તિ પણ ઘણીજ તીવ્ર હોવાને કારણે તેઓ જે મનુષ્યને એકજ વખત જોઇ લેતા, તેનું નામ-ગામ અને ઠેકાણું એકજ વખત પૂછી લેતા, તે કદાપિ પણ ભૂલી શકતા નહિ. ફકત એકજ વખત પરિચયમાં આવેલો મનુષ્ય ગમે એટલા લાંબા સમયે મહારાજને મળતો, તોપણ તેને નામ દઇ બોલાવી કુશળ સમાચાર પૂછતા. પ્રજા વર્ગ પૈકીના એક ગરીબ અને સાધારણ મનુષ્યને એવી રીતે બોલાવી કુશળ સમાચાર પૂછવાથી તે માણસના હૃદયમાં મહારાજા પ્રત્યે ભક્તિભાવની ઉંડી છાપ પડતી. અને એટલાજ કારણસર તે મહારાજાનો હમેસને માટે આજ્ઞાકારી દાસ બની જતો.

તાનાજી અને સેલારમામા સ્નાન-ભોજનથી પરવારી રહ્યા છતાં, મહારાજ શિવાજી હજી સુધી વિચાર ભુવનમાંથી આવ્યા નહોતા. એક વખત ગમે તેવા અગત્યના કામને બાજુએ મેલી મહારાજ અતિથીસત્કાર કરવા હમેસાં આતુર રહેતા. તે મહારાજ પોતાને ત્યાં લગ્નનું આમંત્રણ કરવા અતિથિયો આવેલા હોવા છતાં, તેમના સત્કારને માટે કેમ નહિ પધાર્યા હોય ? એ જોઇ આશ્ચર્ય થતું. સ્વયં. જીજાબાઇને પણ એજ આશ્ચર્ય થતું. તેમણે મહારાજની ઘણી રાહ જોયા બાદ, એક માણસને વિચાર ભુવન તરફ મોકલી પૂછાવ્યું કે મહારાજ શું કામમાં રોકાયા છે ? માણસે તરત પાછા આવી જણાવ્યું કે હજીસુધી મહારાજ વિચાર-ભુવનમાંજ વિરાજમાન છે. બહારનો કોઇ હજુરીયો પત્ર લાવ્યો છે, અને તે પણ મહારાજની પાસેજ બેઠો છે. એ સમા-

ચારથી સર્વને સમજાઈ ગયું કે મહારાજ કોઇ અગત્યના કાર્યમાં મશગુલ છે.

આવેલા પરોણાઓનો આદર-સત્કાર સ્વયં. જીજાબાઇ કરી રહ્યા હતાં. અતિથીસત્કાર કરવામાં જીજાબાઇ શિવાજીથી ઉતરે તેમતો નહોતાંજ, એટલે આવેલા અતિથીયોને મહારાજ શિવાજીની ગેરહાજરી લાગતીજ નહિ.

વિચાર-ભુવનમાં મહારાજને ઘણોજ સમય થઇ જવાથી ચતુર તાનાજી સમજી ગયા કે મહારાજના હૃદયને કોઇ ચિંતા ઉપજાવનારી બીના અવશ્ય હોવી જોઇએ, તે સિવાય મહારાજ આટલો સમય વિચાર-ભુવનમાં થોભેજ નહિ. જીજાબાઇ, સેલાર મામા અને રાયબા સાથે એજ વાત કરતાં હતાં કે એવું તે શું અગત્યનું કામ હશે કે મહારાજ અત્યાર સુધી આવી શકયા નહિ. એવો કયો પ્રસંગ ઉપસ્થિત થયો હશે કે મહારાજ તલ્લિન થઇ ગયા હશે ? જીજાબાઇ અને સેલારમામાની વાતોમાં તાનાજીનું ધ્યાન બિલકુલ નહોતું, તેમજ જીજાબાઇ વાતતો સેલારમામા અને રાયબા સાથે કરતાં હતાં, પરંતુ તેમની નજરતો તાનાજી તરફજ હતી. તે સમજી ગયાં કે તાનાજી કોઇ ઉંડા વિચારમાં છે. મહારાજને આવતાં વિલંબ થવાથીજ તાનાજી ચિંતાતુર છે, એમ જીજાબાઈ સમજી ગયાં. પોતાના પુત્ર પ્રતિ તાનાજીની અસીમ ભક્તિ જોઈ ઘણાં આનંદ પામ્યાં. આજસુધી શિવાજી પ્રત્યે તાનાજીની આટલી ભક્તિ જીજાબાઈ જાણતા નહોતાં; પરંતુ અંતઃકરણની ભક્તિ જાણીજતાં આનંદ મનાવ્યા સિવાય કોઇથી પણ રહી શકાતુંજ નથી.

તાનાજીની ચિંતા ભંગ કરવાના ઉદ્દેશ્યથી જીજાબાઈ બોલ્યાં " તાનાજીરાવ ! મેં અને મામાએ અત્યારસુધી વાતો કરી, પરંતુ તમે તો તેમાં ધ્યાન આપ્યુંજ નહિ. તમારૂ ધ્યાન કોઇ બીજી જગ્યાએ હોય એમ લાગે છે. મહારાજની ગેરહાજરીમાં તમો મહારાજના મિત્ર થઇ મારી વાત સરખી પણ ન સાંભળો ? શું મહારાજ તમારી ખબર–અંતર પૂછવા ન આવ્યા તેની તમોને ચિંતા થાય છે ? પરંતુ મહારાજને બદલે હું તો તમારા સમીપ છુંને ! શું મારા આદર–સત્કારથી તમો સંતુષ્ટ નથી થયા ? શેલારમામા, તમને તો એમ નથી લાગતુંને ? તમો વૃદ્ધ છો. તમારો આદર–સત્કાર યોગ્ય રીતે થાય તો બસ ! "

" નહિ ! નહિ !! માતુશ્રી આપ આ શું બોલી રહ્યાં છો ? આપના પવિત્ર હૃદયમાં આવી સંકાઓને સામાટે સ્થાન આપી રહ્યાં છો ? તમારાથી મારો વધારે આદર–સત્કાર મહારાજ પણ શું કરવાના હતા ? કયા કારણસર મહારાજ હજીસુધી આવી શક્યા નથી. એજ વિચાર અને ચિંતા મને થઈ રહી છે. એ સિવાય મારા મનમાં બીજું કંઇ નથી. માતુશ્રી ! પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી એજ પ્રાર્થના છે કે, હું મરણની છેલ્લી ઘડી સુધી મહારાજની સેવા કર્યાજ કરૂં. મહારાજની સેવા કરતાંજ આ સરીરનો અંત આવે, તોજ આ જીવની ગતિ થાય. મહારાજ કદીપણ ચિંતાગ્રસ્ત ન બને, એ મારી ઇચ્છા અને અભિલાષા છે. કેમ મામા, જો મહારાજ પ્રત્યે મારી એવી ભક્તિ ન હોય તો હું એમનો સેવક કહેવાઉં ? " ઉપર મુજબ વાતચિત ચાલતી હતી એવામાં મહારાજ શિવાજી આવ

પહોંચ્યા. સેલારમામા અને તાનાજીને ભોજનાદિકથી પરવારેલા જોઇ તેઓ બોલ્યાઃ—

" વાહવા ! મને આવતાં જરા વાર લાગી એટલામાં તો તમો જમી પરવારી ચુકયા ? હું સત્વર આવી ન શક્યો એ મારી ભૂલ થઇ પરંતુ મામાસાહેબ ! એ ભૂલથી આપે અપ્રશન થઇ જલદી તો નથી જમી લીધુંને ? આ ઘર કોનું ? આપનુંજ છેની ? આપણા ઘરમાં કદી આપણો સત્કાર કરનાર કોઇ ન હોય તો એમાં અપ્રસન્નતાને સ્થાન આપી શકાય ખરૂં ? પરંતુ માતુશ્રી તોઅત્રેજ હતાંની ? તાનાજીતો મારો પોતાનોજછેની ? મારી ગેરહાજરીમાં આપનો આદર-સત્કાર કરવાનો અધિકાર તો તાનાજીનો છે. શું તેમણે આપનો યોગ્ય આદર-સત્કાર નથી કર્યો ? માતુશ્રી ! પરોણાઓને "ખરાબર જમાડયા તો ખરાને ? કેમ છોટે સુબેદાર ? તમારી શું ખબર છે ? હવે તમે મારી સાથે લડાઇમાં આવસોની ? પરંતુ પ્રથમ એતો કહોકે પહેલાં પરણુસો કે મારી સાથે લડાઇમાં ચાલશો ? "

" દાદાજી ! જો આપની આજ્ઞા લડાઇપર જવાની હોય તો હું હમણાંજ તૈયાર છું. " પરંતુ મહારાજ ! મારી આ નાનકડી તલવાર શત્રુઓનાં શિર કાપી શકશે ? જો તેમ ન બનતુ હોય તો આપ મને શત્રુઓના છોકરા સાથે લડાવજો, અને પછી જોજો કે હું કેવી રીતે લડી શકું છું. હું કાકાજી પાસે મોટી તરવાર હમેસાં માગું છું, પણ તે મને આપતાજ નથી. " રાયબાએ પોતાના વિચારો મહારાજ સન્મૂખ અભિમાન અને અકડાઈ પૂર્વક કહી બતાવ્યા.

" કાકાજીએ ન આપી દો હું તમોને આપીશ, પછીતો તમો ખુબ લડસોની ? "

" હાહા ! પછી તો હું ખુબ લડવાનો. પરંતુ લડાઇ ઉપર જઇશું કયારે ? " મહારાજ રાયબા સાથે ઉપર મુજબની વાતો કરતા હતા, એટલામાં સેલારમામાએ કહ્યું—"મહારાજ ! આ છોકરો બહુજ વાતોડીયો છે. એની વાતોનો અંત આવશેજ નહિ આપ જે કંઇ કહેસો તેનો કંઇને કંઇ ઉત્તર આપ્યાજ કરશે. પરંતુ હવે મને શું આજ્ઞા છે ? મારી ઝુપડીમાં આપનાં પવિત્ર પગલાં કયારે પાડશો ? ગામનાં તમામ મનુષ્યો આપનાં દર્શન માટે તલસી રહ્યાં છે ! "

મામાસાહિબ ! શું આપ મારા આવવાના સંબંધમાં પૂછો છો ? આપ મને નિમંત્રણ દેવા આવ્યા અને હું તેનો ઇન્કાર કરી શકું ? શું એમાં મારી શોભા છે ? પરંતુ આપ સમજુ છો અને જાણો છો કે આજકાલ સમય કેવો છે ? વળી આપ એમ પણ સમજો છો કે કઇ વખતે કયું કામ કરવું પડશે તેનું કંઇ ઠેકાણું નથીહોતું. ઔરંગઝેબનો એક ક્ષણભરપણ વિશ્વાસ કરી શકાય તેમ નથી. એ કહે છે એક અને કરે છે બીજું. તેનો પુત્ર અને જસવંતસિંહ મારી સાથે મેળ રાખે છે એ વાત ખરી પરંતુ એમ કરવામાં એમનો સ્વાર્થ શું હસે તે કોણ જાણે છે ? સંભવ છે કે એમાં પણ કંઈ ગુપ્ત રહસ્ય છુપાયેલું હોય ? મામાસાહેબ ! સાપનો વિશ્વાસ એક વખત કરી શકાય; પરંતુ ઔરંગઝેબ અને તેના સાથીયોનો વિશ્વાસ કદી પણ કરી શકાય તેમ નથી. આ સબંધ આપ કયાં નથી જાણતા કે સમજાવાની

જરૂર રહે ? પરંતુ આ વિષે વધુ વિચાર આપણે પછીથી કરીશું, હાલતો આપ લાંબી મજલથી થાકયા–પાકયા આવ્યા છો એટલે થોડા દિવસ આરામ લ્યો; તાનાજીરાવ ! ઇચ્છા હોય તો તમો પણ થોડો વખત આરામ કરી લ્યો. ''

મહારાજ સેલારમામા સાથે વાત કરી રહ્યા હતા, અને તાનાજી તે ચુપચુપ સાંભળી રહ્યા હતા. મહારાજે કહેલી હકીકત અને તેમના તે વખતના મોં ઉપરના ભાવથી તાનાજી સમજી શકયા હતા કે—આ સમયે મહારાજના હૃદયમાં કંઇનેકંઈ ચિંતા અવશ્ય છે. અંતમાં મહારાજે તાનાજીને કહેલા શબ્દો ( ઇચ્છા હોય તો તમો પણ થોડો વખત આરામ લ્યો. '' ) ઉપરથી તેમણે મહારાજે હાથ જોડી કહ્યું:—" સરકાર ! આજ્ઞા હોય તો કંઇક કહેવા ઇચ્છું છું. હમણાં જે હજુરીયો આપની પાસે આવ્યો હતો, તેની મુલાકાત પછી આપના હૃદયમાં ચિંતાએ પ્રવેશ કરેલો હું જોઇ શકું છું ! મહારાજને ચિંતાયુક્ત જાણી શું હું ક્ષણભરપણ આરામ કરી શકું ? ''

તાનાજીના શબ્દો સાંભળી મહારાજ હસ્યા અને બોલ્યાઃ— " તાનાજી ! હાલમાં હું તમોને કંઇપણ કહેવાનો નહોતો. એટલુંજ નહિ પરંતુ તમો અને સેલારમામા અહિં રહો ત્યાંસુધી તે વાત યાદ પણ ન કરવી એ મારો નિશ્ચય હતો. પરંતુ તમો મારા મોં ઉપરથી સમજી ગયા. એટલે હવે કહ્યા સિવાય ચાલે તેમ નથી. '' તાનાજી ! વિચાર–ભુવનમાં ચાલો, ત્યાં સર્વ હકીકત વિસ્તારથી કહીશ. ''

મહારાજ વિચાર–ભુવન તરફ વળ્યા, તેમની પાછળ તાનાજી

સેલારમામા અને જીજાબાઈ પણ ચાલ્યાં. ત્યાં ગયા બાદ મહારા
ચોબદાર તથા ભાલદારને આજ્ઞા કરી કે, કોઇપણ માણસ મ
બળવા આવે અગર ગમે તે કાર્ય પ્રસંગે મને બોલાવે તો પ
તેની ખબર શુદ્ધાં મને આપતા નહિ. મારો બીજો હુકમ થ
સુધી દરવાજાનું દ્વાર ખોલતા નહિ, તેમજ કોઇને પ્રવેશ થ
દેતા પણ નહિ. વાતચિતના આરંભમાં મહારાજને બાલા
યાદ આવ્યા અને તેમને તાકીદે બોલાવી મંગાવ્યા; મંત્રણાલય
બાલાજી સાથે પાંચ માણસો થયાં, કાર્યની શરૂઆત થઇ, મહ
રાજે દિલ્લીથી આવેલો પત્ર બાલાજીને વાંચવા માટે આપ્યો.

પત્રમાં શું લખ્યું છે, એ જાણવા પહેલાં તે પત્ર ક્યાં
આવ્યો છે; અને કોણે લખ્યો છે એ જાણવું જરૂરી છે. જયસિંહ
ભલામણ અને ઔરંગઝેબના પત્રથી શિવાજી દિલ્હી ગયા હત
ત્યાં ગયા બાદ ઔરંગઝેબે તેમના સન્માનને બદલે અપમા
કર્યું એટલુંજ નહિ, પરંતુ વિશ્વાસઘાત કરીને કેદ કર્યા હત
મહારાજ શિવાજીની નમ્રતા અને ઉત્તમ પ્રબંધથી ઔરંગઝેબ
દરબાર પૈકીના કેટલાક રાજપુત સરદારો, તથા મુસલમા
શિવાજીને સાનુકુળ થઇ ગયા હતા. અને ત્યાં બે સજ્જનો સા
તેમને મિત્રતા પણ થઇ ગઇ હતી. ઉક્ત સજ્જનોમાંથી એ
રાજપુત તેમને ઔરંગઝેબના દરબારની કેટલીક ગુપ્ત બાતમી
આપી જતો હતો. કેદ મૂક્ત થયા બાદ ઘણા દિવસ સુધી શા
દરબારની કંઇ પણ હકીકત મળી નહોતી. તે મેળવવાની ત
વીજમાં હતા એટલામા, મહારાજના તે રાજપુત મિત્ર તરફ
દિલ્લી દરબારની સર્વ હકીકત લઇ ઉપર્યુક્ત હજુરીયો શિવા

સમીપ આવી પહોંચ્યો હતો.

ઉક્ત પત્રમાં ઔરંગજેબે ઉદયભાનુને જે કામને માટે દક્ષિણ તરફ મોકલ્યો હતો, તે સર્વ હકીકત વિસ્તારથી લખી હતી. ઉદયભાનુ સિંહગઢ પહોંચી ગયો હતો. પરંતુ હજુરીયો માર્ગમાં બીમાર થઇ જવાથી તેને કોઈ ગામમાં થોડા દિવસ થોભી જવું પડયું હતું, જેથી તેને આવતાં વાર લાગી હતી.

ઉદયભાનુ નામનો રાજપુત કે જે હાલમાં મુસલમાન ગઇ ગયો છે. તે આઠથી દશ હજાર સૈનિકો સાથે સિંહગઢ આવી રહ્યો છે, એ સમાચારતો મહારાજને અત્યાર પહેલાં મળી ચુકયા હતા. અને તેની વિશેષ હકીકત માટે મહારાજે પોતાના જાસુસો છોડી મુકયા હતા. પરંતુ દિલ્હીથી પત્ર આવવાથી જે વાતની શંકા હતી તે પૂર્ણ થયા બાદ કેટલોક વખત સર્વ ચુપચાપ ગંભીરપણે બેસી રહ્યા. અન્તમાં જીજાબાઇ બોલ્યાઃ—

" મારી તો સલાહ છે કે આપણે એકવાર સિંહગઢને આપણે સ્વાધીન કરી લ્યો કે ચિંતાનું કારણ દુરથાય. બાદશાહ બહુ ચાલાક છે, એ કિલ્લો એણે પોતાના સ્વાધીનમાં રાખવાનું ખાસ કારણ એજ છે કેઃ—આજુબાજુનો પ્રદેશ શત્રુઓના હાથમાં રહે તોપણ કંઈ હરકત નહિ. કારણકે જયારે ધારે ત્યારે તે શત્રુઓને દબાવી શકે અને પોતાનો વિજય વર્તાવી શકે. પરમ દિવસે હું સહજ એ તરફ મોં કરી ઉભી હતી એ વખતે મારી દ્રષ્ટિએ સિંહગઢ પડયો અને મને એમ થયું કે કોઇપણ પ્રકારે સિંહગઢ આપણા સ્વાધીન કરી લેવોજ જોઇએ. તેજ દિવસે એ વાત હું તમને કહેવાનીજ હતી કે સિંહગઢ સ્વાધીન કરી આપણી

સર્વ સૈન્યાને ત્યાં રાખો. એ સિવાય આપણા રાજ્યને યોગ્ય પ્રબંધ થઇ શકવો અસંભવિત છે. ”

“ માતાજી ! આપનું કહેવું યથાર્થ છે, પરંતુ થએલા કોલકરારને તોડવાનું કારણ આપણને આજસુધિ મળ્યું નહોતું. બાદશાહે ઉદયભાનુંન સિંહગઢ મોકલી સરતનો ભંગ કર્યો છે, એ સારૂંજ થયું છે. જસવંતસિંહ તથા શાહજાદો જયારે એ વાત જાણુશે કે શિવાજી ઉપર દેખરેખ રાખવાને માટે ઉદયભાનુને સિંહગઢ મોકલવામાં આવ્યો છે, ત્યારે તેઓ પણ તેની વિરૂદ્ધજ થશે. જો થોડા દિવસ તે ગુપચુપ બેસી રહેશે તો એટલામાં આપણે ધાર્યું કામ પુરૂ થઈ જશે, અને કંઇ ગરબડ કરશે તો પણ આપણું કંઈ જવાનુ નથી. કિલ્લો આપણા સ્વાધીનમાં આવ્યા બાદ એના હજારો પ્રયત્નો નિષ્ફળ નિવડશે. વીર જસવંતસિંહ દુષ્ટ નથી, તેઓની ધારણા તો બાદશાહ અને મારા વચ્ચે સ્નેહ સંબંધ રાખવાની છે; પરંતુ સ્વયં. ઐારંગઝેબજ દુષ્ટ છે. તે મારી સાથે મિત્રતા રાખવા નથી માગતો એટલુંજ નહિ પરંતુ મારો નાશ કરવાના વિચારમાંજ રહે છે. ભલે ઇશ્વરેચ્છા, પરંતુ હવે આપણે સિહગઢ લેવાનું કાર્ય આરંભવું જોઇએ. આ પ્રદેશમાં ઉદયભાનુ પહેલીવારજ આવેલો છે. અને તે પોતાના રક્ષણનો પ્રબંધ ઠીક-ઠીક કરી રહ્યો છે. માટે આપણે આપણી તૈયારી બહુ તાકીદે આટોપી લેવી જોઇએ. ઉદયભાનુને કિલ્લાનો ઉત્તમ પ્રબંધ કરવાનો અવકાશ આપવો જોઇએજ નહિ. સિંહગઢની સ્વાધીનતાની જુવાબદારી હું મારે માથે લઉં છું. એ સિવાય વિજયલાભ મળવો મુશ્કેલ છે. ”

મહારાજનું સંભાષણ પુરૂ થતાંજ તાનાજી જરા આગળ વધી બોલ્યોઃ—

"સરકાર! જયારે દરેક કાર્ય આપ પોતેજ કરશો ત્યારે મારા જેવા સેવકો શું કામ લાગશે? મહારાજ! દરેક લડાઇની સરદારી આપ પોતેજ લેશો અને ન કરે નારાયણને આપને કંઇ થઇ ગયું, તો પછી હમો બધા શું કરી શકીશું? આરંભની વાત તો નિરાળી હતી હવે તે વાત રહી નથી. હવે તો સ્વરાજયની આશા ફક્ત તમારા ઉપરજ અવલંબિત છે. યદિ આપ નહો તો પછી હમે બધા રાજગઢમાં રહી શું કરી શકીએ? હવે આપતો અત્રે રહીનેજ મારા જેવા સેવકોને સલાહ અને આજ્ઞા આપ્યા કરો. સરકાર! મારી આ નમ્ર પ્રાર્થના આ અગાઉ આપને નિવેદન કરનાર હતો પરંતુ પ્રસંગ પ્રાપ્ત થયા પહેલા કહી શકયો નહોતો. મહારાજ! હું આશા રાખું છું કે મારી પ્રાર્થના અફળ તો નહિજ જાય."

"તાનાજીરાવ! શું મારા અને તમારા પ્રાણમાં કંઇ અંતર છે?"

"મહારાજ! મારા અને આપના પ્રાણમાં અંતર પૂછો છો? સરકાર! ઇશ્વર આપને લખો વર્ષનું આયુ પ્રદાન કરે, પરંતુ ન કરે નારાયણને આપના પ્રાણને કંઇ અલવલ પહોંચે તો આ સ્વરાજયની આવી મોટી ઇમારતને શત્રુઓ સહજમાં નષ્ટ ભ્રષ્ટ કરી નાંખશે; અરે એટલુંજ નહિ પરંતુ તે પોતાની મેળેજ નષ્ટ થવા લાગશે. આપજ આ સ્વરાજયરૂપી મહેલના મૂખ્ય સ્થંભ છો. યદિ માતૃભૂમિની સેવામાં મારા જેવા કોઇ નોકરનો અંત આવશે

તો તેથી સ્વરાજ્યની ચળવળને ધોકો નહિ પહોંચે એટલુંજ નહિ પરંતુ આપ બેઠા હશો તો મારા જેવા સેંકડો નોકરો મેળવી શકશો. માટે કૃપા કરી એ કાર્યને માટે મનેજ આજ્ઞા આપો ! હું પોતેજ સિંહગઢનો વિજય કરી શકીશ."

"તાનાજીરાવ ! તમારી વીરતા અને કાર્યકુશળતા માટે મને માન છે; અને તમો જરૂર વિજયલાભ પ્રાપ્ત કરશો એમ ધારૂં છું; પરંતુ તમે તમારા પ્રિય પુત્રનાં લગ્ન આરંભ્યાં છે; તે શુભ કાર્યની સમાપ્તિ થતાં સુધી એક પણ કાર્ય હું તમોને સોંપવા ઈચ્છતો નથી. તેમજ બનતી તાકીદે સિંહગઢને આપણે સ્વાધીન કરી લેવોજ જોઇએ. એ કરવામાં જેટલો વિલંબ તેટલુંજ આપણને નુકસાન છે. માટે એ કાર્ય હું પોતેજ કરી લઇશ."

"મહારાજ ! વિવાહ ? અન્નદાતાના કાર્ય આગળ પુત્રનાં લગ્ન શું ચીજ છે ? સરકાર ! અત્યારે તો લગન સિંહગઢની લાગી છે ! રાયબાના લગ્નની વાત પછીથી જોઇ લેવાશે. શેલારમામા ! આપ પુનઃ ઘેર જાવ અને સૂર્યાજીને કહી દો કે સર્વ સૈનિકોને લઈ અત્રે આવી પહોંચે. મહારાજ ! આપ ચોકસ સમજી લ્યો કે આજથી સિંહગઢ આપના સ્વાધીનમાં છે. પરંતુ મારે આપશ્રીને એક વાત નિવેદન કરવાની છે; તે જો આજ્ઞા હોય તો કહું ?"

"મહારાજ ઘણા આશ્ચર્ય સાથે તાનાજીની સામે જોઇ રહ્યા હતા તે બોલ્યા; —"શું કહેવું છે ?"

"મહારાજ ! નિવેદનમાં ફક્ત એટલુંજ કે સિંહગઢનો વિજય થતાં સુધી આપે રાયગઢના કિલ્લા બહાર પગ ન મુકવો. હું શું કરી રહ્યો છું તે આપે અત્રે બેસીનેજ જોયા કરવું. અને આપ

એપણ નક્કી માનજો કે હું જે કંઈ કરીશ તે આપની સલાહ અને આજ્ઞા સિવાય તો નહિજ કરૂં. જે વખતે જે કરીશ તેની આપને સંપૂર્ણ ખબર આપીશ. કદાચ કોઇ કારણવસાત્ તેમ કરવામાં વિલંબ થાય તોપણ આપે આ કિલ્લાની બહાર તો નજ નીકળવું જોઇએ. મને આજ્ઞા આપી આપ આઘે બેસી જોયા કરો કે આપનો આ આજ્ઞાકારી સેવક કેવી યુક્તિ–પ્રયુક્તિથી સિંહગઢ વિજય કરી શકે છે. હું **આપના ચર્ણ સ્પર્શ કરી પ્રતિજ્ઞા** કરૂં છું કે, **આજથી દશ દિવસની અંદર સિંહગઢ વિજય કરી સેવામાં ઉપસ્થિત થઇશ.** મહારાજ! મારા જેવા સેવકની જીંદગીની કીમત શું? પરંતુ જો આપ સુરક્ષિત હો તો મારા જેવાં લાખો માણસો આપની સેવાને માટે મળી શકશે. પરંતુ જો આપને કાંઇ ધક્કો પહોંચે તો તે ધક્કો આપને નહિ પરંતુ મહારાષ્ટ્રની સ્વતંત્રતાનેજ પહોંચે."

તાનાજીએ પોતાનો ઉપર મુજબનો નિશ્ચય બહુજ આવેશયૂક્ત અને વિરતા સાથે કહી બતાવ્યો. મહારાજ શિવાજી પણ ક્ષણભર બિલકુલ ચુપચાપ થઇ ગયા, અને વીર તાનાજીના મોં સામેજ જોઈ રહ્યા હતા. તાનાજીએ પોતાનું ભાષણ પૂર્ણ કર્યા બાદ મહારાજ બોલ્યા;—

"તાનાજી! તમારે ઘેર વિવાહના મંગળ ગીતો ગવાઈ રહ્યાં છે; અને તેનું તમો મને નિમંત્રણ દેવા આવ્યા છો. તેવા સમયે હું તમોને રણક્ષેત્રમાં જવાની આજ્ઞા આપી ફસાવું તો દુનિયાં મારે માટે કેવા વિચાર કરશે અને શું કહેશે? આ **શેલારમામાનેજ પૂછોને? કે દુનિયાં મને શું કહેશે? વળી......**

શિવાજી આગળ બોલવા જતા હતા એટલામાં શેલારમામા બોલી ઉઠયા; હું શું કહું મહારાજ! હું તો સ્વયં યુદ્ધક્ષેત્રમાં જઈ સ્વરાજ્ય રક્ષાનુંજ કાર્ય કરૂં. રાયબાનાં લગ્ન આજ નહિ તો બે મહિના પછી પણ થશે. મહારાજ! સિંહગઢ હવે આપના અધિકારમાં છે એમજ માનજો. મહારાજ! આ શરીરને પંચાસી વર્ષ તો થઇ ગયાં છે; તો હવે તે કયાં સુધી નિભવાનું છે. ખાટલે પડી મરૂં તેના કરતાં દેશસેવા કરતાં શા માટે ન મરૂં? પરંતુ સરકાર! આપ તાનાજીના નિવેદનનો સ્વિકાર કરો; વિજય-લાભ મળતાં સુધી આ કિલ્લાની બહાર પગ ન કાઢો. કરેલી પ્રતિજ્ઞા મુજબ દશ દિવસની અંદર અવશ્ય વિજય કરી આપની સેવામાં હાજર થઇશું.

"તાનાજી, મને આજ અત્યાનંદ પ્રાપ્ત થયો; આજ તેં મારા કુળની ઈજ્જત વધારી છે. હવે હું સમજી શકું છું કે-મારી બહેનની કુખે સપુત પેદા થયો છે. હું તો તમારી સાથે સિંહગઢજ આવીશ. કોઇ બીજા માણસને મોકલી સૂર્યાજીને બોલાવી લ્યો. હું પણ જોઉં તો ખરો કે મરાઠાઓ સામે મુગલ સૈન્ય કેટલા દિવસ ટકી શકે છે."

મહારાજ શિવાજીએ જ્યારે તાનાજીને કહ્યું હતું કે આ શેલારમામાનેજ પૂછી જુવો તે શબ્દો મહારાજે એમ સમજીનેજ કહાડયા હતા કે શેલારમામા વૃદ્ધ અને જુના વિચારના હોવાથી પ્રથમ વિવાહકાર્ય આટોપવા, અને યુદ્ધભૂમિ ઉપર બીજા કોઇને મોકલવાનુંજ સુચવશે. પરંતુ તે વૃદ્ધના શબ્દો સાંભળી મહારાજ આશ્ચર્યચકિત થઇ ગયા. અને તેમના સ્વદેશાભિમાન માટે મનમાં

વાંહ વાહના શબ્દો ઉચ્ચારવા લાગ્યા. વળી મહારાજ વિચારવા લાગ્યા કે;–ભારતનું અધઃપતન અવશ્ય થઇ ગયું છે. માંહેમાંહ્યના કુસપ અને ફૂટનો લાભ મુસલમાનો લઇ ભારતમાં પોતાનો અધિકાર જમાવી દીધો છે. પરંતુ હજી દેશમાં જીવ છે. સ્વરાજ્યને પુનઃ સજીવ કરવાનો આ ઉત્તમ સમય છે, આ દેશના વત્નીયોને ફક્ત ઉ-તેજના અને ઉત્સાહિત કરવાનીજ વાર છેઃ દેશને માટે એક નેતાનીજ જરૂર છે. એકજ વીર પુરૂષની ઉત્પતિથી ભારત મલેચ્છોની ધુસરીમાંથી નીકળી સ્વતંત્ર બની શકે એમ છે. એવા અનેક તર્ક-વિતર્કો મહારાજના હૃદયમાં ઉત્પન્ન થવા લાગ્યા. માતુશ્રી જીજાબાઇને પણ તે વૃદ્ધનાં અપૂર્વ અને વિલક્ષણ વિરતા યુક્ત વાકયો સાંભળી ઘણોજ આનંદ થયો. તેઓ શિવાજીને કહેવા લાગ્યાં કે:–"બેટા, આ લોકોના આશીર્વાદથીજ તમારૂં રાજય ચાલી રહ્યું છે. તમારા સ્વરાજયના સ્થંભ આજ લોકો છે એ ગમે તેટલા જુના થઇ જાય પરંતુ તેની કીંમત અધિકજ થાય."

જીજાબાઇના શબ્દો સાંભળી સેલારમામા બોલ્યા; "માતુશ્રી! હમો સર્વ આપનાજ આશિર્વાદનું ફળ છીએ. તમારી કુખને ધન્ય છે કે જે દ્વારા આવું રત્ન ઉત્પન્ન થયું, અને તે વીર રત્નને લીધે હમારા જેવા એક ખૂણામાં પડી રહેલાની કદર થઇ મહારાજ અને માતુશ્રી! હવે હમોને આજ્ઞા અને આશીર્વાદ આપો. ત્યાં રંગભુવનમાં રાયબા ઉંઘી ગયો છે, તેને હું તમારા ખોળામાં મૂકી જાઉં છું. તેની સંભાળ રાખજો. સિંહઢનો વિજય કરી પાછા આવીશું ત્યારે હું તેને મારી સાથે ઘેર લઇ જઇશ. મહારાજ અને માતુશ્રીને આ વૃદ્ધના પ્રણામ!"

સેલારમામા બોલી રહ્યા કે તરત તાનાજીએ ઉઠી જીજાબાઈ તથા મહારાજને પ્રણામ કર્યાં. જીજાબાઇએ આશીર્વાદ તથા મહારાજે પાનનું બીડું આપ્યું તે લઇ, તે તથા સેલારમામા યુદ્ધક્ષેત્રને માટે મહેલમાંથી નીકળ્યા.



# પ્રકરણ ૭ મું.

## સિંહગઢ.



પ્રિય વાંચક ! જે ગઢ સ્વાધીન કરવા વીરવર મહારાજા શિવાજી જેવા તલસી રહ્યા છે, જે ગઢ પોતાને સ્વાધીન હોવાથી સમસ્ત દક્ષિણ પ્રાંત પોતાને સ્વાધીન છે એમ દિલ્લીપતિ શહેનશાહ ઔરંગજેબ માની રહ્યા છે, તે સિંહગઢ સંબંધી કંઈક વિશેષ હકીકત અત્રે આપવી ઉચિત લાગે છે.

સિંહગઢ પૂનાથી લગભગ ચૌદ માઇલ ઉપર નૈરૂત્ય ખૂણામાં છે. સિંહગઢ તરફ ભૂલેશ્વરનો જે પહાડી પ્રદેશ છે, તેની ઉંચામાં ઉંચી ટોચપર આ કિલ્લો બાંધવામાં આવેલો છે. દક્ષિણ અને ઉત્તર બાજુએ એ કિલ્લો એટલો બધો મજબુત છે કે, તેને સ્વાધીન કરવાની લાલસાએ કોઇ ચઢાઈ કરે તો તેને હસ્તગત કરવો અતિ મુશ્કેલ થઇ પડે. એ કિલ્લો ક્યારે અને કોણે બંધાવ્યો તેનો ચોક્કસ પત્તો હજીસુધી ઇતિહાસવેત્તાઓને મળી શક્યો નથી. પરંતુ એટલું તો નક્કી છેજ કે જે વખતે મુસલમાનોનો આ દેશમાં પગ નહોતો તે સમયની પહેલાં ઘણા વખત ઉપર એ કિલ્લો બંધાયેલો છે. એ વાત પ્રાચીન દંતકથાઓ તથા તે ગઢનું પ્રથમનું નામ સાબીત કરી આપે છે. એ કિલ્લાનું નામ

સિંહગઢ પડયું તે પહેલાં તેનું નામ " કોંડાણુ " હતું. તે ગઢ નજીક એક નાનું ગામ આવેલું છે, અને તેનું નામ "કોંડણપુર" છે. પ્રાચીન દંતકથાઓ ઉપરથી કહી શકાય છે કેઃ—ત્યાં આગળ " કૌંડિન્ય રૂષિ "નો આશ્રમ હતો. એ કિલ્લાની આજુબાજુ રહેનારમાં હજીપણ એ વાત પ્રચલિત છે. એ ગઢ " કૌંડિન્ય " યાને " શ્રૃંગી " રૂષિને તપશ્ચર્યા કરવાનું સ્થાન હતું. કોંડણ શબ્દની પાછળ "પુર શબ્દ હોવાથી એટલું તો નક્કી થઈ શકે કે " કોંડણ " શબ્દ મુસલમાનોએ રાખેલો કે યોજેલો તો નજ હોવો જોઇએ. પરંતુ સંભવ છે કે, કોંડણપુર નું કુંડિતપુર અથવા કોંડિન્યપુર બની ગયું હોય. અને પાછળથી કોંડાણુ, કુંડનગઢ અથવા કોંડિન્યગઢ થઇ ગયું હોય. અર્થાત્ કહેવાનું તાત્પર્ય એ છે કે ઉક્ત ગઢ મુસલમાનોએ બંધાવેલો નથીજ. મુસલમાનો આ દેશમાં આવ્યા તે પૂર્વે ઘણાં વર્ષ અગાઉ કોઇ હિંદુ રાજાએ એ ગઢ બંધાવેલો હોવો જોઇએ. સંભવ છે કે, યાદવ યા શિલાહાર અગર તો તે પહેલાંના કોઈ પરાક્રમી રાજાએ એ કિલ્લાનો પાયો નાંખ્યો હોય. ઇતિહાસમાં એ કિલ્લાનો પત્તો પ્રથમ મહમુદ તઘલખના સમયથી મળે છે. પ્રથમ એ પ્રદેશ અને એ કિલ્લો નાગનાયક નામના રાજાના અધિકારમાં હતો. મહમદ તઘલખે એ પ્રદેશપર ચડાઇ કરી રાજાને હરાવ્યો. હારેલો રાજા પોતાના સૈનિકો સહિત એ કિલ્લામાં ભરાઇ બેઠો. કિલ્લા ઉપર શસ્ત્રોનો પ્રયોગ કરીને તેને પોતાના સ્વાધીનમાં લેવો એ અસંભવિત હતું. અને મહમદશાહને તેનો અનુભવ પણ મળી ચુક્યો હતો. જેથી તેણે કિલ્લા પાછળ આઠ માસ સુધી ઘેરો ઘાલી રાખ્યો. અંતમાં

જ્યારે રાજા પાસે કિલ્લા અંદરની ભોજન સામગ્રી પૂર્ણ થઇ ગઇ અને સૈનિકોને અપવાસ કરવા પડયા ત્યારે એ કિલ્લો મહુમદ તઘલખને સ્વાધીન કર્યો.

તે પછી અહમદનગર રાજ્યના સંસ્થાપક મલિક અહમદના અધિકારમાં પણ એ કિલ્લો કેટલોક વખત રહ્યો હતો. એ હકીકત ઇતિહાસમાંથી મળી શકે છે. અહમદનગર રાજ્યના અભ્યુદય સમયે એ કિલ્લો શાહજીના અધિકારમાં હતો. અને તે બાદ બિજાપુરના રાજાના અધિકારમાં આવ્યો. પુના પ્રાંતની રક્ષાને માટે એનાથી બીજો કોઇપણ દૂર્ગ ઉત્તમ નહિ હોવાથી એ પ્રાંત ઉપર પોતાનું સામીત્વ સ્થાપવાની ઇચ્છા રાખનાર દરેક વ્યક્તિનું ધ્યાન પ્રથમ એ કિલ્લા તરફજ આકર્ષાય છે.

મહારાજ શિવાજીએ જે સમયે સ્વરાજ્યની સ્થાપના કરવા માંડી તે વખતે તોરણ ઇત્યાદિ અન્ય કિલ્લાઓની સાથે સિંહગઢને પણ પોતાને સ્વાધીન કરી લીધો હતો; અને તે ઘણો સમય તેમના અધિકારમાંજ રહ્યો હતો. જે વખતે સાયસ્તખાંને પુનામાં આવી પોતાનો ષડયંત્ર રચ્યો હતો, તે વખતે મહારાજ શિવાજીએ એ કિલ્લામાં જઇને તે વિદ્રોહીના નાશનો ઉપાય યોજ્યો હતો. શાયસ્તખાંને રચેલી કપટજાળતે સમજી જઈ મહારાજ શિવાજીએ કેવી ઉત્તમતા અને વીરતાથી પોતાનું કાર્ય પૂર્ણ કર્યું હતું, એ વાત જેટલી રોચક છે તેટલીજ શિક્ષાપ્રદ પણ છે. તે વખતે મહારાજ ફક્ત ૨૫ મરાઠા સિપાઇ, તાનાજી માલુસરે અને યેસાજીકંકને લઈ ગયા હતા, રાત્રીનો સમય હોવાથી મસાલો સળગી રહી હતી. એક “પાલખી” ચાલી રહી હતી.

મહારાજની સાથેનાં બધાં માણસોએ એ પાલખીની સાથે સાથેજ શાયસ્તખાંના મહેલસુધી પહોંચી ગયા. એ મહેલ એજ હતો કે બાલ્યકાળમાં દાદાજી કોંડેવની પાસે રહી મહારાજે શિક્ષણ ગ્રહણ કરવામાં પોતાનો સમય વિતાવ્યો હતો. જેથી એ મહેલના ખૂણેખૂણાના મહારાજ જાણીતા હતા, એટલે એક ખીડકીને રસ્તે થઇ મહારાજ શાયસ્તખાંના મહેલમાં પહોંચી ગયા. ખાનસાહેબ પોતાના બંગલામાં આનંદપૂર્વક આરામ લઇ રહ્યા હતા. તેઓ પોતાના રૂમમાં અપરિચિત આદમીયોને જોઇ ગભરાય ઉભા થઇ ગયા. અને મહારાજ તથા પેશાજીકંકની સરત ચુકાવી ખીડકીને રસ્તેથી પલાયન કરી જવા માંડયું, પરંતુ મહારાજ છેતરાય એમ કયાં હતાં ? તેમણે તરતજ શાયસ્તખાંનના હાથ ઉપર શમશેરનો એક ઘા કર્યો, ઘાની સાથેજ શાયસ્તખાંના હાથની આંગળીયો કપાઇને નીચે પડી, તેવીજ બે દાસીયો આવી તેને ઉચકી ગઇ અને સુરક્ષિત સ્થાનમાં સુવાડી દીધો. જોતજોતામાં સેંકડો માણસો મહેલમાં દાખલ થઇ ગયા. અને મહારાજ પોતાના સાથીયો સાથે સિંહગઢ પાછા આવ્યા.

મરાઠાઓએ અચાનક આવી પોતાનાપર હલ્લો કર્યાનું અને કષ્ટ પહોંચાડેલાનું તેવીજ રીતે વેર લેવા મુગલ સૈન્યે નિશ્ચય કર્યો. અને સિંહગઢ ઉપર અચાનક પોતાનો છાપો લઇ ગયા. પરંતુ મહારાજ શિવાજીની સમયસુચકતા અને વ્યવસ્થામાં શું કહેવાનું હોય ? મુગલ સૈન્ય ગઢ નજીક પહોંચતાંજ ગોળીયોનો વરસાદ તેમના ઉપર વરસવા લાગ્યો. હારમાની મુગલ સૈન્ય પુના તરફ પાછું ફર્યું રસ્તામાં મરાઠા લશ્કરની એક ટુકડી છુપાઇ રહી

હતી તે મુગલ સૈન્ય ઉપર તુટી પડી, અને ઘણા સૈનિકોને ઠાર કર્યા. બચેલું મુગલ સૈન્ય જીવ લઇ પુનાતરફ નાસી ગયું. તે પછી ઘણા સમય સુધી કોઇપણ મુગલ સરદારે એ કિલ્લા તરફ ઉંચી આંખ કરીને પણ જોયું નથી.

ઈ૦ સ૦ ૧૬૬૪ માં સુરતની લુંટ પછી જ્યારે શાહજી રાજાના સ્વર્ગસ્થ થવાના સમાચાર મહારાજને મળ્યા ત્યારે તેઓ શોકાતુર થઇ એ કિલ્લામાં જઇ રહેવા લાગ્યા. શાહજીની ઉત્તર ક્રિયા પણ એજ કિલ્લામાં મહારાજે કરી હતી.

ઇ. સ, ૧૬૬૫ માં જયસિંહે મહારાજ સાથે એ કિલ્લા બાબતમાં કેટલીક શરતો કરી માગી લીધો અને ત્યાં પોતાના માણસો નીમી દીધાં. તે પછી કેટલાક દિવસો બાદ ઔરંગઝેબે મહારાજને "રાજા" ની પદવી આપી તેમની સાથે સલાહ કરી લીધી. અને જેટલા કિલ્લા પોતાના સ્વાધીનમાં હતા તેમાંથી ફક્ત સિંહગઢ અને પુરન્દરના કિલ્લા રાખી બાકીના મહારાજને સ્વાધીન કરી દીધા. ઔરંગઝેબે પોતાના સ્વાધીનમાં રાખેલા બે કિલ્લા દક્ષિણ પ્રાંતનું નાક હતું.

ફક્ત બે કિલ્લા ઔરંગઝેબના સ્વાધીનમાં રહેવાથી મહારાજને બહુ ખરાબ લાગ્યું. તેમની પ્રબળ ઇચ્છા હતી કે કોઈપણ યુક્તિ–પ્રયુક્તિથી એ કિલ્લા પોતાને સ્વાધીન કરી લેવાજ જોઇએ, પરંતુ ઔરંગઝેબ સાથે થએલા કોલકરાર મુજબ તેવો કંઇપણ પ્રયત્ન કરી શકતા નહિ. પણ ઔરંગઝેબે સૈન્ય સાથે ઉદયભાનુને સિંહગઢ મોકલવાથી મહારાજને કારણ મળી ગયું.

સિંહગઢ ઉપર વિજય મેળવવાથી મુગલોનું નાક કપાઇ

જશે અને દેશમાં મારો પ્રભાવ વધી જશે એ ઉદ્દેશથી મહારાજે તાનાજીને સિંહગઢ ઉપર ચઢાઇ કરવાની આજ્ઞા આપી હતી. મહારાજની ઇચ્છા પોતેજ એ કિલ્લા ઉપર ચઢાઇ લઇ જવાની હતી; પરંતુ વીર તાનાજીએ મહારાજને નાઇલાજ બનાવી દીધા. "આપે અત્રેથી જરાપણ બહાર જવું નહિ. હું દશ દિવસમાં સિંહગઢને સ્વાધીન કરી સેવામાં ઉપસ્થિત થઇશ." એ મુજબ તાનાજીએ પ્રતિજ્ઞા કરી હતી. તાનાજીની પ્રતિજ્ઞાથી મહારાજને બહુજ આનંદ થયો; કારણકે મહારાજને વિશ્વાસ હતો કે તાનાજી જે કાર્યને માટે પ્રતિજ્ઞા કરે તે કાર્ય પૂર્ણ કરવામાં જરાપણ કચાશ રાખશે નહિ.

સિંહગઢનો પ્રચંડ કિલ્લો સમુદ્રતટથી લગભગ ૪૩૦૦ ફૂટ અને પૂનાની સપાટીથી લગભગ ૨૩૦૦ થી ૨૪૦૦ ફૂટ ઉંચો છે. એ કિલ્લામાં પ્રવેશ કરવાનો કોઇપણ સીદ્ધો માર્ગ નથી. તેમજ વાંકોચુંકો પણ માર્ગ નથી એમ કહીએ તો તેમાં અત્યુક્તિ નથીજ. અત્યારે પણ ત્યાં બે દરવાજા માલમ પડે છે. પરંતુ સાંભળવામાં આવે છે કે એક ત્રીજો દરવાજો પણ ત્યાં હતો.

કિલ્લાના એક દરવાજાનું નામ પૂના દરવાજો છે, પૂના તરફના લોકો એ દરવાજેથીજ કિલ્લાની અંદર પ્રવેશ કરી શકે છે. બીજાનું નામ કલ્યાણ દરવાજો છે. કલ્યાણ તરફના લોકો એજ દરવાજેથી કિલ્લાની અંદર પ્રવેશ કરી શકે છે, બન્ને દરવાજા હજી સુધી મૌજુદ છે. પરંતુ ઘણા વર્ષ અગાઉ ઝુંકારબુર્જ અને કલાવતીબુર્જની વચ્ચમાં ઝુંકારબુર્જની દક્ષિણ દિશા તરફ એક દરવાજો હતો તે દરવાનું અત્યારે નામ કે નિસાન માલુમ પડતું નથી.

ઉક્ત કિલ્લાની ચારે બાજુએ મચ્છી પકડનારી માછી અને

ઢીંબર જાતિના લોકો રહેતા હતા. જે સમયનું આપણે વર્ણન કરીએ છીએ તે સમયે તે કિલ્લાના રક્ષણ માટે નીમેલા અધિકારીઓમાં રાયાજી નામક મૂખ્ય અધિકારી ઉપર બતાવેલી જાતિમાંનો હતો. ઉદયભાનુના આવ્યા અગાઉ એ કિલ્લાના રક્ષણ બાબત કોઇને વધુ ચિંતા નહોતી. કારણકે તેઓ સમજતા હતા કે કિલ્લો બહુ દુર્ગમ છે. પરંતુ ઉદયભાનુના આવ્યા પછી એ કિલ્લાના રક્ષણ માટે વધુમાં વધુ ધ્યાન આપવામાં આવતું હતું. સખબ ઉદયભાનુને એ ધાસ્તી હતી કે રખેને કોઇ ઓચીંતો હલ્લો કરી કમલકુમારીને છોડાવી જાય. તેણે રાયજી તથા કિલ્લાના અન્ય સંરક્ષકોને બોલાવી આજ્ઞા કરી કે કોઇપણ અપરિચિત પુરૂષ યા સ્ત્રી કે બાળક ગમે તે હોય તેને મારી આજ્ઞા સિવાય કિલ્લા અંદર દાખલ થવા દેવાં નહિ તેમજ મારી અનુમતિ સિવાય કિલ્લા અંદર રાતવાસો રાખવાં નહિ, બહારના માણસને જેટલા દિવસ કિલ્લામાં રહેવાની હું આજ્ઞા આપું એટલાજ દિવસ તે કિલ્લામાં રહી શકશે. જે બહારનો માણસ મારી આજ્ઞાથી કિલ્લાની અંદર રહે તે દરરોજ શું કાર્ય કરે છે કયે ઠેકાણે રહે છે, તે હકીકત મને દરરોજની દરરોજ મળવી જોઇએ. મારી આ આજ્ઞાનો ભંગ કરનારને હું કઠણમાં કઠણ દંડની શિક્ષા કરીશ.

ઉદયભાનુની ઉક્ત કઠણ આજ્ઞાથી કિલ્લા અંદર રહેતા લોકો ગભરાઇ ઉઠયા. કિલ્લા અંદર આવનાર જનાર માટે ઉપર મુજબની વ્યવસ્થા કરી અને જે મહેલમાં પોતે રહેતો હતો તેની ચારે બાજુએ સંત્રી પહેરા ગોઠવી દીધા. કિલ્લા અંદર જેટલા બૂર્જ હતા તે દરેક ઉપર પણ તેણે પહેરાવાળાઓ નક્કી કરી

દીધા. પહેરાવાળાઓ આખી રાત મહેલની બહુજ ચોકસ તપાસ રાખતા હતા. એટલુંજ નહિ પરંતુ પહેરા પૈકીનો કોઇપણ આખી રાત ઝોકું શુદ્ધાં ખાઇ શકતો નહિ.

એક દિવસ ઉદયભાનુએ તમામ પહેરો ભરનારાઓને પોતાની પાસે બોલાવી પહેરો ભરવાના જે નિયમ પોતે ઘડી કહાડયા હતા તે વાંચી સંભળાવ્યા. અને કહ્યું કે આ નિયમનો ભંગ કરનારની સખ્ત ખબર લેવામાં આવશે. તે કોઈ કોઇ વખત રાત્રીને સમયે બહાર નીકળી તપાસતો કે નિયમાનુસાર પહેરેગીરો પહેરો ભરે છે યા નહિ.

કિલ્લાની બહારનો તથા અંદરની બાજુનો બહુજ ઉત્તમ પ્રબંધ કરી ઉદયભાનુ પોતાને નશ્ચીંત માનવા લાગ્યો.



# પ્રકરણ ૮ મું.

## તોતારામ.

સ્વાભિમાન કહાં ગયા, બને દુષ્ટનકે તુમ જો ચાકર ખ્વાર;
પડી લાજપે ગાજ અરે થૂ–થૂ ! ઇસ જીવનપે ધિક્કાર !
× × × × × ×
માં બહિનોકી લાજ રખો કયાં હે મુગલોકો બનતે સાર ?
પડી લાજપે ગાજ અરે કયા ? થૂઃ ઇસ જીવનપે ધિક્કાર !
× × × × × ×
હાય આર્યભૂકો ડુબવાકર દિયા, વિધર્મિનકો ભેઠાર !
નષ્ટ વિચાર હુઆ કયા સારા ? થૂઃ ઇસ જીવનપે ધિક્કાર !
+ + + + + +

રાયાજીની કન્યાનાં લગ્ન થોડાજ દિવસમાં થવાનાં હતાં; તે પ્રસંગે તેમને ત્યાં તેમની ન્યાત–જાતનાં ઘણાં માણુસો એકત્ર થવાનો સંભવ હતો. ઉક્ત પ્રાંતમાં રાયાજીની ન્યાતની ઘણી વસ્તી વળી રાયાજી સિંહગઢનો સંરક્ષક અને પોતાની ન્યાતનો પટેલ જેથી ફરતાં વીસ–પચીસ ગાઉથી લોકો તેમને ત્યાં આવે તેમ હતું. લગ્નના દિવસો જેમ જેમ નજીક આવતા ગયા તેમ

તેમ રાયાજીની ચિંતા વધવા લાગી. કારણકે કિલ્લાની બહાર અને અંદર કોઇપણ બહારનો માણસ વગર પરવાનગીએ ન આવી શકે એવી ઉદયભાનુની આજ્ઞા હતી.

એક દિવસ રાયાજીએ ઉદયભાનું પાસે જઇ પોતાની પુત્રીનાં લગ્નના શુભ સમાચાર કહ્યા. અને વિસેષમાં કહ્યું કે મારી ન્યાત જાતનાં ચારસો-પાચસો માણસો લગ્ન ઉપર ચાર-પાંચ દિવસને માટે મારે ત્યાં આવશે, તેમને વિના હરકતે કિલ્લામાં દાખલ થવાની પરવાગી આપવાની કૃપા કરવી જોઇએ.

ઉદયભાનુએ ગંભીરપણે ઉત્તર આપ્યો; "એ કેમ બની શકે?"

રાયાજીએ એવીજ રીતે માગણી રજુ કરીઃ-"આજ્ઞા આપવી યા ન આપવી એ આપની ઇચ્છા ઉપર આધાર રાખે છે; પરંતુ તેથી કંઇ લગ્ન અટકવાનાં નથી. હું અત્રેથી કોઇ બીજા ગામમાં જઇ ત્યાં લગ્નનું કાર્ય કરીશ. અર્થાત્ ચાર-પાંચ દિવસને માટે આપે હમોને રજા આપવી પડશે. અને હમારી જોખમદારીનો પણ આપેજ બંદોબસ્ત કરી લેવો પડશે.

ઉદયભાનુ રાયાજીની સઘળી હકીકત ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. રાયાજીએ કહેલા શબ્દો કડવાશ કે તીખાસ ભરેલા તો નહોતા પરંતુ તે શબ્દો રાયાજીની અપ્રસન્નતા અને દુભાએલું મન તો બતાવી આપતા હતાજ. એ ઉપરથી ઉદયભાનુએ કહ્યું કેઃ-"પરવાનગી આપવામાં મને કંઇ વાંધો કે હરકત નથી; પરંતુ હું કેમ સમજી શકું કે તમારે ત્યાં કેટલાં માણસો આવ્યાં છે કે આવનાર છે?"

સરકાર! એતો હું પણ અત્યારે કેમ કહી શકું? ન્યાત-

જાતનું કામ છે. કોની સાથે કેટલા માણસો આવશે તે અત્યારે કહી શકાય નહિ. પરંતુ હું એટલી જુવાબદારી તો લઇ શકું કે આપણા શત્રુ પૈકીનો કોઇપણ માણસ તેમાં આવી શકે નહિ. પરંતુ જો આપ એમ કહોકે વિના તપાસે હું કિલ્લામાં દાખલ થવા ન દઉં એ કેમ બની શકે ? માટે આપ કૃપા કરીને હમો બધાઓને ચાર–પાંચ દિવસ માટે રજા આપો. અત્રેથી કોઈ બીજા ગામમાં જઇ વિવાહ કાર્ય પૂર્ણ કરી આપની સેવામાં ઉપસ્થિત થઇશું.કારણકે ઘેર લગ્ન પ્રસંગ એટલે ત્યાં ગમે તે આવે અને જાય તેને રોક–ટોક કરી શકાયજ કેમ?

પોતાની શક્તિ અને આવશ્યકતા કેટલી છે એ વાત રાયાજી પૂરેપુરી સમજતો હતો. જેથી તેમણે નિર્ભયપણે ઉદયભાનુ સન્મૂખ પોતાની હકીકત રજુ કરી. રાયાજીનાં શબ્દોથી ઉદયભાનુને ક્રોધ ઉત્પન નહોતો થયો અને કદાચ થયો હોય તો તેણે પ્રગટ કર્યો નહોતો. કારણકે ઉદયભાનુ સારી રીતે જાણતો હતો કે રાયાજી તથા તેના સાથીયો ચાર–પાંચ દિવસને માટે પણ સિંહગઢ છોડી જાય તો તેટલા વખતમાં પોતાની શું દશાથાય. જેથી એ રાયાજીને અપ્રસન્ન કરવા ઇચ્છતો નહિ. તેમજ પોતે કરેલો હુકમ પણ એકદમ પાછો ખેંચી લેવા ઇચ્છતો નહોતો, તેને તો સુડીવચ્ચે સોપારી હતી, જો હુકમ પાછો ખેંચી લે તો પોતાના પ્રભાવમાં ન્યુનતા આવી જવાની બીક હતી, અને હુકમ પાછો ન ખેંચી લેવાથી રાયાજી જેવા સંરક્ષક ગઢ તજી ચાલી જાય. અને અંતમાં મોટી મુસીબત ઉત્પન થાય, શું કરવું ? એ વિચારમાં તે કેટલીક વખત બેસી રહ્યા-પછી બોલ્યો; રાયાજી ! મારી ઇચ્છા એવી

નથી કે તમારી કન્યાનાં લગ્ન અત્રે ન થાય, તેમ એવી પણ ઇચ્છા નથી કે તમારે ત્યાં તમારી ન્યાતનાં માણસો ન આવે. તમો બાદશાહના ઘણા જુના નોકર છો. તમારા ઉપર અવિશ્વાસ કોણ કરી શકે ? આટલું પણ બારીક સમયને લીધે મારે તમોને કહેવું પડયું છે. તમો જાણો છો કે શિવાજી જેવો શત્રુ આપણે માથે ઝઝુમી રહ્યો છે. તેને જરાપણ લાગ મળે તો પોતાની કાર્ય સાધના સાધી લેવામાં વાર લગાડે તેમ નથી, એ આપ જાણો છો એટલે કહેવાની જરૂર નથી. રાયાજી ! તમારા જેવો વિશ્વાસપાત્ર માણસ મેળવવો મુશ્કેલ છે, અને મને પૂર્ણ વિશ્વાસ છે કે આપણા શત્રુ પક્ષ પૈકીના કોઇપણ માણસને કિલ્લામાં દાખલ થવા દેશો નહિ. અને મને તો એટલુંજ જોઇએ છીએ. આ બાબત તમો વધુ સાવધાની રાખો એટલા પુરતુંજ મેં તમારી સાથે આ પ્રસંગે આટલો વાદવિવાદ કર્યો છે. તમો ખુશીથી અત્રેજ તમારી કન્યાનાં લગ્ન કરો. ભલા કોઇપણ ઠેકાણે એવું તો બનતું હશે કે જેને ઘેર લગ્ન હોય તેને ત્યાં કોઇ આવે જાય નહિ ? તમારી ન્યાત–જાતનાં જેટલાં માણસ આવે તેને ખુશીની સાથે અત્રે આવવા દો, મારે માટે જરાપણ ચિંતા ન કરો. પરંતુ તમારી ન્યાત–જાતના વેષમાં કોઇ શત્રુ આપણા કિલ્લામાં ઘુસી ન આવે એટલુંજ ધ્યાન રાખજો. એ સિવાય મારે બીજું કાંઇ કહેવું નથી.

રાયાજી પણ પોલિટીકલ માણસ હતો; તે ઉદયભાનુની ચાલાકી ચાતુરી સમજી ગયો અને બોલ્યોઃ–'સરકાર ! હું જુનો અને પ્રમાણિક નોકર અવશ્ય છું; પરંતુ આપ મારી વાત સ્વીકારો,

અને મારાપર વિશ્વાસ મુકો ત્યારેની ? કિલ્લાના જેટલા અધિકારી અત્રે આપ પહેલાં આવી ગયા છે તે દરેક મારા ઉપર વિશ્વાસ રાખી આનંદપૂર્વક આખી રાત્રી સુઈ જતા હતા. પરંતુ કોઇ માઈના પુતે ઉંચી આંખ કરી આ કિલ્લાની દીવાલ સામે પણ જોયું નથી. કોની મગદુર છે કે હું અત્રે હોવા છતાં કોઇ કિલ્લાપર ચઢાઇ લાવવાનો વિચાર કરે ? જયારે કિલ્લા નીચેથી હમારા હાથમાંથી બચી જાય ત્યારેજ ઉપર આવવાનું સાહસ કરેની ? મારે ત્યાં ફક્ત શિવરાત્રીને દિવસેજ વધારે ભીડભાડ થશે. પછીથી તો જેમ અત્યારે આપનો પ્રબંધ છે, તેવો ચાલુજ રહેશે. પરંતુ સરકાર ! જો આપ આવા પ્રસંગે મને આજ્ઞા ન આપો તો પછી લોકો ઉપર મારો પ્રભાવ કેમ રહી શકે ? મારી ન્યાત-જાતના લોકો મારે માટે શું વિચાર બાંધે ? હું સરકારનો વિશ્વાસપાત્ર થઇને બધે ફરૂં અને લોકો પણ એવીજ રીતે ઓળખે. પરંતુ પ્રસંગ આવે સરકાર મારી વાત ન માને તો દુનિયામાં મારી ઇજ્જત શું ? સરકારે મહેરબાની કરી મારી વાત માની લીધી હોવાથી આજે મારી છાતી ગજ ગજ ફુલાય છે.

રાયાજીની વાતો સાંભળી ઉદયભાનુ બહુ ખુશ થયો અને પુનઃ રાયાજીને કહ્યું:-"તમારૂં કહેવું મેં બરાબર માની લીધું છે. પરંતુ મારા કહ્યા ઉપર તમારે વધુ ધ્યાન આપવાનું છે." એટલું બોલી તેણે ખડક, વાસલ, તોરલ, કલ્યાણ અને કોંડણપુર ઇત્યાદિ આસપાસના કિલ્લાઓના અધિકારીયોને આજ્ઞાપત્ર મોકલ્યું કેઃ-"શિવરાત્રી સુધી જે લોક રાયાજીને ત્યાં લગ્ન પ્રસંગ પર આવે તેમને ખુશીથી વિના રોક-ટોક આવવા જવા દેવા."

ઉપર મુજબનું આજ્ઞાપત્ર લઈ રાયાજી પોતાને ઘેર આવ્યા, અને પોતાના એક સીપાઇ સાથે ઉપરના આજ્ઞાપત્રથી વાકેફ થવા પ્રત્યેક અધિકારીને મોકલી આપ્યું. રાયાજીને ત્યાં લગ્નનાં મંગળગીતો ગવાવા લાગ્યાં અને ન્યાત-જાતનાં માણસ પણ આવવા જવા લાગ્યાં.

રાયાજીની જ્ઞાતિમાં કુળ-દેવતાઓને પ્રસન્ન કરવાને માટે અનેક પ્રકારના રીત-રિવાજો હોવાથી તે કુળાચાર ઉત્તમ પ્રકારે કરવા રાયાજીને બહુ ઉમંગ હતો. વળી રાયાજીનો સ્વભાવ ઘણોજ ઉદાર હોવાથી રાજવંશી ધામધુમ અને ખર્ચ રાખ્યું હતું વળી પોતાની ન્યાત-જાતમાં કોઇને ત્યાં ન થયું હોય તેવું ખર્ચ, તેવી સવડ અને દરેક પ્રકારની ઉત્તમ સંગવડ કરી પોતાની ન્યાત-જાતમાં લહાવો અને જશ પ્રાપ્ત કરવા રાયાજીની ઉમેદ હતી. પોતાની કન્યાનાં લગ્ન પ્રસંગે અમુક બાબતની ખામી કે કમી હતી એમ ન કહેવાય તે માટે રાયાજી ચાંપતી દેખરેખ રાખતો. અત્રે હવે અમો રાયાજીને ત્યાંના લગ્નનું અધિક વર્ણન નહિ કરતાં ફકત એકજ બાબત જણાવા ઇચ્છીએ છીએ.

રાયાજીની કન્યાનો વિવાહ પૂના-નિવાસી દોલતરાયને ત્યાં નક્કી થયો હતો. તેમણે રાયાજીને કહ્યું કે તમોએ વિવાહ પ્રસંગનો જે પ્રબંધ કર્યો છે તે ઉત્તમ છે પરંતુ આપ જે ગવૈયાને બોલાવો, તે મારી સંમતિથી બોલાવજો. હમારે ત્યાં જે ગવૈયો આવે છે, તે બહુજ પ્રસંસાપાત્ર અને યોગ્ય માણસ છે. આપ પણ એક વખત તેનું ગાન સાંભળશો તો પછી હમેશને માટે તેનેજ બોલાવવાનું મન થશે.

રાયાજીની ઇચ્છા એમના જુના ગવૈયાને બોલાવવાની હતી. એ બાબત ઉભય વચ્ચે કેટલોક વખત વાદ-વિવાદ ચાલ્યા અને અંતમાં બન્ને ગવૈયાઓને બોલાવવાનું નક્કી થયું, અને એકેક દિવસ બન્નેને વહેંચી આપવો એમ નિશ્ચય કર્યો.

રાયાજીની પાસે તેમનો ભત્રીજો બાબાજીરાવ બેઠો હતો તેમણે કહ્યું, રાવજી! ગવૈયો તો તુલસીજ, એના જેવું ગાનાર તો મેં હજી સુધી કંઇ દીઠોજ નથી. આપને યાદ તો હશેજ કે;— આપણે બન્ને કોંડલપુરની જાત્રાએ ગયા હતા ત્યાં એક ઝાડ નીચે બેસી એક માણુસ ગાતો હતો. જે વખતે એણે ગાવું સરૂ કર્યું અને સ્વર કાડયો, વાહ! વાહ!! એ સમયનું વર્ણન તો થઇ શકતુંજ નથી. હજારો યાત્રાળુઓ તેનું ગાન સાંભળવા એકઠા થઈ ગયા. અને તેઓ એનું ગાન સાંભળવામાં એટલા તો ચિત્રવત્ થઈ ગયા હતા કે જાણે કાષ્ટ પુતળાં! કોઇ હાલે કે ચાલે!! એનું ગાન સાંભળવામાં લોકો દેવ-દર્શન ભૂલી ગયા હતા. જો એવો ગાવાવાળો આપણે ત્યાં આવે તો મઝા પડે.

દોલતરાવ તરત બોલી ઉઠયા; "બસ, બસ, બાબાજીરાવ! તમે ઠીક કહ્યું, હું જે ગાનારને માટે કહું છું તે ગાનાર તુલસીનો સગો ભાઈ થાય છે. ચારેક મહિના થયા તુલસીનો દેહાન્ત થયો છે. પરંતુ તેની જગ્યાએ તેનો નાનો ભાઈ તોતારામ ઉત્તમ ગવૈયો છે. જો તુલસી જીવતો હોત તો આપણને બીજાની જરૂરજ નહોતી, પરંતુ હવે તે તો આ સંસારમાં નથી એટલે લાચાર. રાયાજી! તોતારામને જરૂર બોલાવશું એ તો આજે મારી સાથેજ આવનાર હતો પરંતુ કંઇ ચોકસ કામસર રોકાઈ

ગયો. તમો તેનું ગાન સાંભળીને જરૂર ખુશી થશોજ."

રાયાજીએ દોલતરાવના કહેવાનો સ્વીકાર કરવાથી પોતાના એક માણસને મોકલી તોતારામને બોલાવી મંગાવ્યો. આ વખતે તુલસી અને અજ્ઞાનદાશ નામના બે ઉત્તમ ગવૈયા હતા. ખુશાલીના પ્રસંગપર ઘણે ભાગે લોકો એ બેમાંથી ગમે તેને બોલાવતા. તુલસી વીરરસની કવિતા કરવા અને ગાવામાં ઘણોજ પ્રવીણ હતો, તેના મર્ણથી લોકો બહુ દીલગીર થયા હતા. પરંતુ તેના નાના ભાઇ તોતારામે તુળસીની ખોટ શીઘ્રતાથી પુરી દીધી, પરંતુ ઘણા લોકો તોતારામને ઓળખતા નહોતા તેથી લોકો તેના ગાણાથી અપરિચિત હતા, પરંતુ તેણે જયારે સાંભળ્યું કે દોલતરાવને ત્યાં લગ્ન પ્રસંગ છે ત્યારે તે તેમને ત્યાં ગયો. દોલતરાવને ત્યાં તેમનો એક ગવૈયો હતો, પરંતુ તેની તેમણે દરકાર કર્યા સિવાય તોતારામને ખુશીથી બોલાવ્યો.

દોલતરાવે મોકલેલા માણસની સાથે તોતારામ આવી પહોંચ્યો. વિવાહકાર્યની સમાપ્તિ થયા બાદ જ્ઞાતિ-ભોજન અને ગાવા બજાવવાના કાર્યની શરૂઆત થઇ. લગ્નની શરૂઆતમાંજ આજુબાજુના ગામોમાં એ વાતની ખબર પડી ગઇ હતી કે રાયાજીને ત્યાં ઘણુંજ સારૂં ગાનારો ગવૈયો આવેલો છે. જેથી ગાન-તાનના જલસાની રાતે ઘણાં માણસો સિંહગઢના કિલ્લામાં ઉતરી પડયાં. આખા કિલ્લામાં તલ મુકવા જેટલી જગ્યા ખાલી નહોતી. ગાનતાનના કાર્યની શરૂઆત થતાંજ તોતારામે ઉભા થઇ સંગીતમાં પ્રભુપ્રાર્થના કરી. તે બાદ દેવ-દેવીયોના ગુણાનુવાદ ગાયા અને તે પૂર્ણ થયે નીચે મુજબનું વૈરાગ્ય વિષયનું ભજન લલકારી પોતાની જગ્યા લીધી.

મુરખ છોડ વથા અભિમાન, ઔસર બીત ચલ્યો હય તેરો;
અબ તો દો દીનકા મહેમાન, મુરખ છોડ વથા અભિમાન.
ભૂપ અનેક ભયે પૃથ્વીપર, રૂપ તેજ બલવાન;
કૌન બચ્યો એ કાલ ગાલતે, મીટ ગયું નામ નિશાન.
મુરખ છોડ વથા અભિમાન.
ધવલ ધામ, ધન, ગજરથ સેના, નારી ચંદ્ર સમાન;
અંત સમય સબહીકો તજકર, જાય બસે શમસાન.
મૂરખ છોડ વથા અભિમાન.
રે ! મન મુઢ અનંત જીવ ભટકે, મેરો કહ્યો અબ માન;
નારાયણ બ્રજરાજ કુંવરસો, બેગહી કર પહીચાન.
મૂરખ છોડ વથા અભિમાન.

ભજન પુરૂં થતાંજ શ્રોતાજનો તરફથી તાલીયોના ગગડાટ અને વાહ ! વાહ !! અચ્છી કહી ઉસ્તાદના અવાજો આવવા લાગ્યા. તોતારામે પોતાના આસન ઉપર બેસી દુધ ભરેલા ગ્લાસમાંથી થોડુંક દુધ પીધું. એટલામાં તો “ ઉસ્તાદ કોઇ વીરરસની વાર્તા સંભળાવો ” નો અવાજ આવ્યો. શ્રોતાવર્ગે એ અવાજને તાળીયોના અવાજથી સંમતિ આપી. તોતારામ પુનઃ આસનપરથી ઉભો થયો, અને શ્રોતાવર્ગને “ જયરાણી ” ની વીરરસ અને ઐતિહાસિક વાર્તા સંભળાવવી શરૂ કરી. જયરાણીની વાર્તા સ્વદેશાભિમાનથી ભરપુર અને પોતાના દેશને માટે, દેશની સ્વતંત્રા માટે તન, મન, ધન અને પ્રાણની આહુતિ કેવી રીતે આપવી એનો તાદ્રશ્ય ચીતાર શ્રોતાજનો સામે ખડો કરતીઃ તેમાં પણ જ્યારે આ પ્રકરણને મથાળે ટાંકેલી પ્રથમની ત્રણ કડીયો

તોતારામના મોમાંથી બહાર પડતાંજ શ્રોતા વર્ગમાં જાણે એક પ્રકારનું નવું બળ આવ્યું હોયતેમ દેખાવા લાગ્યું. પ્રત્યેકના હૃદયમાં સ્વદેશ અને સ્વરાજ્યની પવિત્ર ભાવના ઉત્પન થઇ ગઇ. જે લોકો શિવાજીની વિરૂદ્ધ હતા, તેઓ તોતારામના ઉપદેશથી સ્વદેશ હિત માટે તૈયાર થઇ ગયા. જેને મોંડે સાંભળો તે એજ વાતો કરતા હતા કે આ દેશમાંથી મલેચ્છોનો પગ કહાડવા શિવાજી મહારાજને મદદ કરવીજ જોઇએ. આતો સાધારણ પ્રેક્ષક વર્ગની વાતકરી, પરંતુ તોતારામના ઉપદેશે ખુદ રાયાજી અને દોલતરાયના મન ઉપર પણ એવીજ વીલક્ષણ અશર ઉત્પન કરી દીધી. રાયાજીતો તોતારામના ગાનથી મુગ્ધજ બની ગયો; તે મન સાથે વિચારવા લાગ્યો કે આવો પ્રભાવશાળી ગવૈયો મેં કદી જોયો કે સાંભળ્યો પણ નથી. પરંતુ કદાચ આમાં ભેદ પણ હોય. શિવાજી પક્ષનો કોઇ માણસ ગવૈયાનો વેશ લઈ હમોને સ્વદેશ અને સ્વરાજ્યની દીક્ષા આપવા કેમ ન આવ્યો હોય? સાધારણ ગવૈયો ગમેતેવો ઉસ્તાદ હોય, પરંતુ તેના ગાનમાં આ ભાષા, આ પ્રભાવ અને આવી શૈલી કદાપી હોઇ શકેજ નહિ. આના પ્રત્યેક શબ્દમાં સ્વદેશહિત અને સ્વરાજ્યના મંત્રોજ ઉભરાઇ રહ્યા છે. ગમે તે હો પરંતુ મને તો આ શિવાજીનોજ કોઇ વિશ્વાસપાત્ર માણસ હોય એમ લાગે છે. રાયાજીની શંકા પળે-પળ વૃદ્ધિ પામવા લાગી, અને શંકા સમાધાન માટે જીવ તલપાપડ થવા લાગ્યો, એટલે એમણે તોતારામને બોલાવી પૂછ્યું કેઃ—

તોતારામ! સાચે સાચું બોલો, તમે કોણ છો? તમે જે કંઇ ગાઈ રહ્યા છો તે ઉપરથી મને સમજાય છે કે તમો કેવળ

કોરા ગવૈયા તો નથીજ. તમારામાં કંઇ બીજો જાદુ છૂપાએલો છે. હવે તમો મારાથી કંઈપણ ન છુપાવતાં સાચીજ હકીકત કહી દેજો."

તોતારામતો એવા સમયનીજ રાહ જોતો હતો. રાયાજીના પૂછવાની સાથેજ તેણે કહ્યું:-" રાયાજી ! જો હું તમારાથી કંઇ પણ વાત છુપાવા માગતો હોત તો આટલી મહેનત કરી અત્રે આવતજ શું કરવા ? આપને ખરી વાતજ કહું છું કે હું તુલસીદાસ ગવૈયાનો નાનોભાઇ તોતારામતો નથીજ. હું મહારાજ શિવાજીનો સેવક છું. મારૂં નામ તાનાજી છે. હું આપને મળવા અને બે વાત કહેવાજ અત્રે આવ્યો છું. હું એકલોજ આપને મળી શકું એમ હતું પરંતુ; મારી ઇચ્છા એમ હતી કે, આપને ત્યાં આપની ન્યાત-જાતનાં માણસો એકત્ર થાય તે વખતેજ આવી આપના અને તે દરેકના હૃદયમાં સ્વદેશભક્તિ અને જાતીય પ્રેમનાં અંકુર ઉત્પન કરૂં."

તાનાજીનું નામ સાંભળતાંજ રાયાજીની આંખો ઉઘડી ગઇ તે વિચારવા લાગ્યો કે હું સ્વપ્નાવસ્થામાં છું કે જાગૃત ? શું ખરેખર તાનાજીજ મારી સામે ઉભો છે ? એવી રીતે રાયાજી આઠ દશ મિનિટ એજ સ્થિતિમાં રહ્યા બાદ બોલ્યો, તાનાજીરાવ ! તમે બહુ સાહસી છો. જો અત્યારે મારી જગ્યા ઉપર બીજો કોઇ મુગલોનો ભક્ત હોત તો, આ સ્થિતિમાં તમારી તે શું દશા કરત ? તે તમોને પકડી ઉદયભાનુ પાસે ન લઈ જાત ? અને મોટું ઇનામ મેળવવા ભાગ્યશાળી ન થાત ? અને આપ ઉદયભાનુના હાથમાં ગયા પછી તે તમોને શું સાધારણ શિક્ષા કરી

છોડી મુકત ? એ સ્થિતિમાં તમો તમારો પ્રાણ સલામત ધારી શકો છો ?

તાનાજીએ શાન્તિપૂર્વક જુવાબ આપ્યોઃ રાયાજી ! પોતાના દેશ અને સ્વામીનું કાર્ય કરવામાં સેવકે પોતાના પ્રાણની રક્ષાનો વિચાર કરવો ઉચિત છે ?

" હા કોઇ વખત એમ પણ કરવું પડે છે. " એટલું કહી તાનાજી શું જુવાબ આપે છે. એ સાંભળવા રાયાજી તેના મૂખ સામે જોઇ રહ્યો.

તાનાજીએ પુનઃ કહ્યું:–" કોઇ વખત કરવું પડે હમેસતો નહિને ? પરંતુ આ સમય વાદ-વિવાદનો નથી. મને સંપૂર્ણ વિશ્વાસ અને આશા છે કે–તમો સર્વ મુગલોના તદ્દન દાસ તો નથીજ બની ગયા. તમારામાં હજું થોડો ઘણો પણ સ્વદેશ પ્રેમ તો જરૂર છેજ. "

રાયાજીએ પુનઃ પ્રશ્ન કર્યો; " એમ આપ કઇ રીતે જાણી શકો છો ? "

તાનાજીએ હસીને ઉત્તર આપ્યોઃ–"મનુષ્ય સ્વભાવ જાણવાની વિદ્યા મને બાળપણથીજ આવડે છે. "

બન્ને વચ્ચે કેટલોક વખત ચુપકીદી રહ્યા બાદ, રાયાજીએ પૂછયુંઃ–"મનુષ્યના સ્વભાવ ઉપરથી તેના વિચારની અટકળ થઈ શકે છે. એ વાત હું કબુલ રાખું છું. પરંતુ હવે આપ શું કહેવા અને કરવા માગો છો ? "

હું તો જેટલું બને તેટલું કામ કરવાજ આવ્યો છું. અને જે ધાર્યું છે, તે કામ કરીશ યાતો તેમાંજ મરીશ. અનેક

પ્રકારની યૂક્તિઓ દ્વારા અહિં સુધી તો આવી પહોંચ્યો છું. હવે જો આપ મલેચ્છોના દાસ તરીકેજ રહેવા ખુસી હો તો મારે કંઇપણ કહેવાનું નથી. પરંતુ જો આપ વિદેશીયોના દાસત્વનાં શ્રૃંખલા બંધનથી મૂક્ત થવા ઇચ્છતા હો તો મને મદદ કરો. કિલ્લા ઉપર ચઢી જવાનો કોઇ સરલ માર્ગ બતાવો, બસ, ફક્ત આટલીજ મદદ હું તમારી પાસે માગું છું. અને વધુમાં મહારાજનાં બસો ચારસો માણસો કિલ્લામાં દાખલ થાય તો થવા દો. ફકત આટલીજ મદદ મને બસ છે. રાયાજી ! હવે કૃપા કરી નિશ્ચયપૂર્વક મને કહોકે તમારી શું ઇચ્છા છે ? આપની પાસે બે રસ્તા ખુલ્લા છે જોઇતો મહારાજને મદદ કરી હિંદુ ધર્મની રક્ષામાં સહાયક બનો; યાતો મને પકડી ઉદયભાનુ આગળ રજુ કરી મોટું ઈનામ મેળવવા ભાગ્યશાળી બનો. આ બાબતમાં હું આપને આથી કંઈપણ વધારે કહેવા ઈચ્છતો નથી. ''

તાનાજીના નિર્ભય જુવાબથી રાયાજી કેટલોક વખત મૌન રહ્યો, અને પછી બોલ્યોઃ—''ઠીક છે.'' મારાથી બનતી મદદ હું તમોને આપીશ. મહારાજે આ કિલ્લો જે વખતે મુગલોને સ્વાધીન કર્યો, તે વખતેજ મને બહુજ ખરાબ લાગ્યું હતું. પરંતુ તાનાજીરાવ ! મને તો એજ વિચાર આવ્યા કરે છે કે તમારા જેવો સાહસી કોણ હશે ? હજારો માણસોની આંખમાં ધુળ નાંખી, મલેચ્છો વિરૂદ્ધની વાર્તાથી ઉપદેશ આપી, તેમનાં મન દુશ્મનો તરફથી ફેરવી તમે તમારૂ કાર્ય સિદ્ધ કર્યું ! રોમાંચ ખડાં થાય એવી તમારી જોષીલી કવિતાથી મારી ન્યાતનાં સેંકડો મનુષ્યો તમારી મુઠીમાં આવી ગયાં છે. એ આપ નક્કી માનજો. હવે

એમને ફક્ત ઈશારત કરી કામ બતાવવાનીજ વાર છે. પંદરેક દિવસ ઉપરજ ગોદનાના કિલ્લેદાર સાથે મારી મુલાકાત થઈ હતી. તે વખતે તેમણે મને પૂછ્યું હતું કે હવે સિંહગઢનો કિલ્લો મહારાજને ક્યારે સોંપો છો ? તેના જુવાબમાં મેં એમજ કહ્યું હતું કે, જ્યારે તે લેવા મહારાજની ઇચ્છા થાય ત્યારે તે એમનોજ છે.

" પરંતુ હવે આપણે શું કરવું જોઇએ ? દોલતરાયની મદદથીજ આપ અત્રે આવી શક્યા છો. એટલે આ બાબતમાં એમનો પણ સલાહ લેવી જોઇએ કે હવે આપણે શું કરવું ?

તાનાજીએ હસતાં-હસતાંજ ઉત્તર આપ્યો;–" આપણે જે વિચાર ઉપર આવીએ એમાં દોલતરાયની તો સંમતિજ છે. હું કોણ છું એ તેઓ જાણે છે. હમો ઉભય બાળલંગોટીયાજ છીએ."



# પ્રકરણ ૯ મું.

## જગતસિંહ.



પડયા ઝખમો સૌ સહ્યા, સહીસ હું હજુએ બહુ;
ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ
કલાપી.

રામનું રખોયું જેને રાખી રહે,
તેને પામર નર શું મારતા ?
સાચી નીતિથી કરૂણાસાગર,
આખર આવી ઉદ્ધારતા.



આજે ફાગણ વદી પાંચમના દિવસની મધ્યરાત્રીનો સમય છે. સિંહગઢના ગુકારબુર્જ ઉપર એક રાજપુત ખડો પહેરો ભરી રહ્યો છે. એ સિવાયના બધા પહેરાવાળા આનંદપૂર્વક સુઇ રહ્યા છે. તેઓએ માંહોમાંહ એવી સલાહ કરી છે કે રાત્રીના પહેરાપર ફક્ત એકજ જણે જાગતું રહેવું અને બીજાઓએ સુઇ જવું. કોઈ દિવસ ઉદયભાનુ તપાસને માટે નીકળી આવે તો જે પહેરાપર હોય તેણે દરેકને ચેતાવી દેવા. ઉક્ત રાજપુત સિપાઇ ધારતો હતો કે આ ગઢ ઘણોજ મજબુત છે એટલે બહારથી એકાએક કોઈપણ રાજા ચઢી આવી શકે તેમ નથી; તો પછી

દરેક પહેરાવાળાએ ઉજાગરે શા માટે મરવું જોઇએ ? પરંતુ ઉદયભાનુ કોઈ દિવસ તપાસ માટે નીકળી આવે અને બધાંને ઉંઘતા જોઇ જાય, તો પ્રત્યેકની નોકરી જાય યા તો સખ્ત ઠપકાને પાત્ર થવું પડે; એટલાજ પુરતુ એક જણે ખડો પહેરો ભરવોજ જોઇએ. એમ નક્કી કરી રાખેલું.

કિલ્લાની નીચે વસ્તા માછી લોકો ઉપર તો ઉદયભાનુએ પોતાનો પુરેપુરો રૉફ (સત્તા) બેસાડયો હતો, પરંતુ કિલ્લા ઉપરના સૈનિકો ઉપર તેનો પુરેપુરો રૉફ પડયો નહોતો. તેની સાથે જે જુના સૈનિકો હતા, તે દરેક તેની સામે ઘૃણાની દૃષ્ટિથી જોતા હતા. એક કુલિન અને ખાનદાન ઘરની પતિવ્રતા સ્ત્રીને પોતાના ધર્મનું પાલન કરવામાં રોકવી, તેને સતી થતાં અટકાવવી, એ વાત જેટલા રાજપુત સીપાઇયો હતા તે દરેકને કડવી ઝેર જેવી લાગતી. અને એજ કારણસર ઉદયભાનુના દરેક હુકમ ઉપર તેઓ તુરતુ ધ્યાન આપતાજ નહિ.

જે રાજપુતનું ઉપર વર્ણન કરવામાં આવ્યું છે, તે રાજપુત ગૂકારબૂર્જ ઉપર હમેસાં પહેરો ભર્યા કરતો; અને પોતાના સાથીદારોને આનંદપૂર્વક સુવાડતો. પોતાને બિલકુલ ઉંઘ નથી આવતી એમ કહી, આખી રાત્રી જાગતો તેમજ દિવસના પણ કંઇ જતો આવતો નહિ. ફક્ત એકાન્તમાં બેસી પોતાનો સમય વ્યતિત કરતો. તેના સાથીદારો તેને ગાંડો સમજી કંઇ પણ કહેતા નહિ. પોતાના સાથીદારો પૈકી કોઇપણ તેને ગમે તે કામ બતાવતા તો તે વિના વિલંબે કરતો. ગમે તેના કામમાં ગમે તે વખતે તેને થાક લાગતોજ નહિ. એ કારણથી બધા સાથીદારો તેને

ગાંડો સમજવા છતાં પણ તેના પ્રત્યે પ્રેમ રાખતા. જગતસિંહનો ફક્ત એક વિશળદેવજ મિત્ર હતો. તેની આગળ તે કદી કદી પોતાના મનની વાતો કહેતો.

ઉપર જણાવી ગયા પ્રમાણે બરાબર મધ્ય રાત્રીનો સમય હતો. ગૂકારબુર્જથી કલાવન્તી બુર્જ સુધી ઉક્ત રાજપુત વીર જગતસિંહ પહેરો ભરી રહ્યો છે; ઉભય બે બૂર્જો વચ્ચે ચાર ચોકીયો છે. પરંતુ ફક્ત જગતસિંહના સાહસ અને બળ ઉપર સર્વે ચોકીદારો નિશ્ચીંતપણે નીદ્રા લઇ રહ્યા છે. વિશળદેવ જગતસિંહના આવવા-જવાના રસ્તા સમીપજ સુઇ રહ્યો હતો. જગતસિંહે દરેકને કહી મૂક્યું હતું કે તમો બેફીકર સુઇ રહો. તમારા વતીનો પહેરો હું ભરીશ; અને કદાચ ઉદયભાનુ આવશે તો બધાંને ઉઠાડી દઇશ. પોતાના એ વચન પ્રમાણે તે પાંચ-છ વખત પળી બીજા ચોકીદારોની ઇજ્જત બચાવી લીધી હતી; તેથી દરેક ચોકીદાર તેના ઉપર પોતાનો પ્રાણ નિછાવર કરવાને તૈયાર હતા. એટલુંજ નહિ, પરંતુ સમય આવે જગતસિંહનું કાર્ય કરવામાં ચુકે તેમ નહોતા. અર્થાત્ જગતસિંહે પોતાના ઉપકારના બળે દરેકને પોતાના વગર પગારના નોકરો બનાવી દીધા હતા.

ઉપર કહ્યા મુજબ દરેક જગ્યાએ ફરતો અને જરા પણ ખખડાટ થતાં કાન દઈ સાંભળતો. એ મુજબ ફરતો ફરતો તે એક જગ્યાએ ઉભો રહ્યો. અને ભીતની છેક બાજુએ જઇ નીચેની બાજુએ જોવા લાગ્યો; પરંતુ કંઇ દેખાયું નહિ. વળી તેણે ઉપરની બાજુએ ચારે તરફ નજર કરી અને ધીમેથી એક ચપટી વગાડી. નીચેની બાજુથી એવોજ જુવાબ મળવાથી તેનો ચહેરો

ખીલી ઉઠયો; અને પ્રસન્નતાપૂર્વક નીચે જોવા લાગ્યો. તે બાદ પોતાની પાસેથી એક નાની મેખ બહાર કહાડી કિલ્લા ઉપરની જમીનમાં ઠોકી દીધી; અને પુનઃ નીચેની બાજુએ નજર કરી ચપટી વગાડી. ચપટીના અવાજ સાથેજ નીચેથી એક દોરડું તેના તરફ ફેંકવામાં આવ્યું. તે દોરડાનો છેડો જગતસિંહના હાથમાં આવતાંજ તેણે પેલી મેખ સાથે બાંધી દીધો. અને બાકીનો ભાગ કિલ્લાની સાથે લટકતો રહેવા દીધો. એ દોરડું પકડી કિલ્લા નીચે ઉતરવાનો વિચાર કરતો હતો; એટલામાં કંઇક ખખડાટ માલમ પડવાથી સચેત થઇ કિલ્લા ઉપર આમતેમ જોવા લાગ્યો. ચારે તરફ નજર કરવા છતાં કંઇ પણ નહિં જણાયાથી તે પુનઃ દોરડું ઝાલી નીચે ઉતરવાની તજવીજ કરવા લાગ્યો. કિલ્લા ઉપરથી થોડુંક નીચે આવ્યા બાદ, તેને લાગ્યું કે નીચે ખાઈમાં કોઇ વાતચિત કરી રહ્યું છે. પૂછું કે ન પુછું ? કોણ હશે અને કોણ નહિ ? એ વિચાર એના મનમાં થતાંની સાથેજ, સમસમાટ કરતું એક તીર આવી તેના પગમાં ભોકાયું. પગમાં તીર ભોકાતાંજ તેણે દોરડાને એક ઝટક મારી; ઝટકની સાથે ઉ[illegible] ખોસેલી મેખ ઉખડી ગઇ. અને મેખ, દોરડું અને જગતસિંહ નીચે પડયાં. નીચે પડતાં–પડતાં તેના મોંમાંથી એજ શબ્દો નીકળી પડયા કે; "હાય ! હાય ! હવે હું તેને શી રીતે બચાવી શકીશ." દેવવાદીયો હમેશાં કહે છે કે, તારનાર આગળ મારનાર કોણ છે ? એ સ્થિતિ જગતસિંહની થઈ. જો તે જરાપણ વાંકો–ચુંકો કિલ્લાની દીવાલ સાથેજ પડયો હોત; તો તેના હાડકાંની ટુકડી શોધવી મુશ્કેલ થઇ પડત; પરંતુ તે એવી જગ્યાએ પડયો

કે નીચે એક મોટું વૃક્ષ આવેલું હતું, અને તે વૃક્ષની ડાળીયો છેક જમીન સુધી પહોંચી હતી. એજ વૃક્ષ નીચે બે માણુસો બેઠેલાં હતાં; અને તેમાંનાજ એક માણસે તીર માર્યું હતું. જેથી પોતાની સામે અચાનક કોઇ વસ્તુ આવી પડવા છતાં તેઓ બીન્યા નહોતા.

વૃક્ષ નીચે બેઠેલા બે માણુસો તે તાનાજી અને રાયાજી હતા. ગત્ પ્રકરણુમાં વાંચી ગયા પ્રમાણે, રાયાજીએ તાનાજીને મદદ કરવા ઈચ્છા બતાવી હતી. તે બાદ શેલારમામા, રાયાજી નાયક, દોલતરાવ અને તાનાજીની એક ખાનગી બેઠક થઈ; અને તેમાં કાર્ય સાધના માટે પ્રતિજ્ઞા લેવાની ક્રીયા પણુ થઈ અને શેલાર-મામા તાનાજીને રાયાજીની સાથે મસલત કરી આગળ ઉપરનો કાર્યક્રમ ગોઠવવા કહી; પોતે માવલી પલટણુને લઇઆવવા ચાલી ગયા. તાનાજી અને રાયાજીએ નક્કી કર્યું હતું કે જેમ બને તેમ તાકીદે ધારેલું કાર્ય પૂર્ણ કરવું. બીજે દિવસે રાત્રીના તાનાજીને કિલ્લાની ચારે બાજુની હકીકત કહેવા, તથા બતાવવા લઇ ગયા દરેક ઠેકાણે ઉભા રહી રાયાજી એ જગ્યાની હકીકત તથા આજુબાજુનો સંબંધ બતાવતા, તથા અમુક સ્થળો કિલ્લા ઉપર ચડી જવાને સરળ છે. એમ પણુ બતાવતા અને કહેતા. એવી રીતે દરેક ઠેકાણે ફરી તેઓએ નક્કી કર્યું હતું કે સરળમાં સરળ માર્ગે એક વખત આપણે ઉપર ચઢી જવાનો પ્રયત્ન કરી જોવો જોઇએ. જે રાત્રી તેમણે પ્રયત્ન કરવા નક્કી કરેલી તે રાત્રીએ તેઓ નિયત કરેલા સ્થળે આવી બેઠા હતા. અને એજ રાત્રીએ જગતસિંહે પણુ ઉપરથી ઉતરવાનો પ્રયત્ન કર્યો. એ ઉપરથી તેમણે

ધાર્યું કે ગમે તેમ હો, પરંતુ આપણી ગુપ્ત વાત ફૂટી ગઇ છે. અને આપણને પકડવા માટે કોઇ ઉપરથી ઉતરી રહ્યું છે. અગર તો કોઇ મહાર હમારો દુશ્મન બની હમારી વિરૂદ્ધ ચાડી ચુગલી કરવા ઉપર ચડી રહ્યો છે. એ સ્થિતિમાં રાયાજીએ કહ્યું કે, આપણે ચાલી જઇએ, તે કરતાં આપણને પકડવા આવતો હોય, યાતો આપણી ચાડી ચુગલી કરવા ઉપર જતો હોય, તેને ઉચ્ચિત શિક્ષા કરવી એજ વધારે ઠીક છે.

તાનાજીનો વિચાર એથી વિરૂદ્ધ હતો. તેમણે કહ્યું એમ કરવુ ઠીક નથી. એમ કરવામાં જો કોઇપણ માણસની પ્રાણહાની થશે તો ઉદયભાનુને વ્યર્થ વહેમ જશે. અને તે વધારે બંદોબસ્ત કરશે. જેથી ભવિષ્યમાં આપણને વધુ હરકત પડશે. જેથી અત્રેથી આપણે ચાલી જવુંજ ઉચ્ચિત છે. તપાસ કરવા આવનાર આવી જોશે, અને કોઇને નહિ દેખવાથી કાલે આ તરફ જોશે પણ નહિ, એથી આપણને આપણી કાર્ય સાધનામાં સરળતા મળશે.

રાયાજીને એ સલાહ પસંદ ન પડી. તેમણે કહ્યું તમે ગભરાશો નહિ, એ કોઇ ઉપરનો સિપાઇ નથી, પરંતુ નીચેથીજ કોઇ મહાર ચાડી–ચુગલી કરવા ઉપર જઇ રહ્યો છે, તેને મારીને નીચે પાડી નાંખવાથી કોઇ તેની દાદ ફરીયાદ લેવાનું કે સાંભળવાનું નથી. ધારો કે કોઇ મારો દુશ્મન બની ઉપર જતો હોય, અને ત્યાં મારૂ નામ–ઠામ આપે તો ભારે અનર્થ થાય, એટલું બોલતામાં તો એ તરફ તાકીને એક તીર છોડયું. ઉક્ત તીર જગતસિંહના પગમાં વાગ્યું, અને ઉપર લખી ગયા મુજબ તે નીચે પડયો. પ્રથમ રાયાજીએ ધાર્યું હતું કે તેને ઝાડ ઉપર

લટકતોજ રહેવા દેવો. સવારે કોઇ જોસે તો એમજ ધારશે કે ઉપરથી પડી મરી ગયો છે, અને એથી તેની કોઇ તર–તપાસ કરશે પણ નહિ. વળી તેણે વિચાર્યું કે; તેના પગમાં તીરનો ઘા હોવાથી કોઇ ધારશે કે તેને નીચેથી તીર મારી પાડી નાંખવામાં આવ્યો છે માટે પુનઃ કિલ્લા ઉપરથી ધકેલી પાડવોજ ઠીક પડશે.

તાનાજીને તેનો એક પણ વિચાર ઠીક ન લાગ્યો; ઘાયલ થએલા માણસ ઉપર પુનઃ ઘા કરવો, અગરતો તેને એવીજ રીતે મરવા દેવો, એ તેમને બિલકુલ પસંદ નહોતું. વળી તેમણે વિચાર્યું કે કદાચ આને જીવતદાન આપવામાં આવે તો; કિલ્લા ઉપરની કેટલીક બાબતો જાણવા મળે. જેથી તે સ્થિતિમાંથી તેને નીચે ઉતારી પોતાને ઘેર લઇ જવાનો નિશ્ચય કર્યો.

તાનાજીની સલાહ રાયાજીને પણ ઠીક લાગી, જેથી તેમણે જગતસિંહને વૃક્ષ ઉપરથી ઉતારી પોતાને ઘેર લઇ ગયા.

તાનાજી તથા રાયાજી, જગતસિંહને વૃક્ષ ઉપરથી ઉતારી પોતાને ઘેર લઇ જતા હતા; એ વખતે તે બેશુદ્ધ હતો. પગમાં જે જગ્યાએ તીર વાગ્યું હતું ત્યાંથી પુષ્કળ લોહી નીકળી રહ્યું હતું. પોતાને ઘેર લઇ ગયા બાદ રાયાજીએ તેના પગ ઉપર કોઈ ઝાડનાં પાંદડાં વાટી બાંધી દીધાં. બે ત્રણ કલાક પછી લોહી વહેવું બંધ થઇ ગયું; અને જગતસિંહ હોસમાં આવવા લાગ્યો. માવલી લોકોને જખમ રૂઝાવવાની દવા બહુ સારી આવડતી હોય છે, તેમાં વળી તાનાજી અને રાયાજી તો એ કામમાં પૂર્ણ અનુભવી અને પ્રવિણજ હતા. હજારો વખત એમને તીરોના ઘાનો જખમ પુરવા દવાઓ કરવી પડતી; તો આ તો ફક્ત

એકજ જખમને માટે દવા કરવી એ તેમને મન હીસાબજ શું? વળી જગતસિંહ પોતેજ એવો વીર હતો કે, તે ફક્ત એકજ તીરમાં બેશુદ્ધ બની જાય તેમ નહોતું, પરંતુ આજનો પ્રસંગજ કંઈ ઓર ઢંગનોજ હતો. પોતે એકજ કાર્યમાં લિન થઇ શિર સાટે તે કરી રહ્યો હતો. તેમાં એકદમ અચાનક આવીને તીર વાગ્યું, અને અધુરામાં પુરૂં ઉપરની મેખ ઉખડી ગઇ. કોઈપણ માણસને બેશુદ્ધ સ્થિતિ પ્રાપ્ત થવા માટે આટલાં કારણો કંઇ ઓછાં નથી? આ સંજોગોને બદલે જો જગતસિંહ લડાઇના મેદાનમાં શત્રુ સાથે લડતો હોત; તો ગમે તેટલાં તીર વાગવા છતાં તેની પરવા કરે તેવો નહોતો.

ઉપર મુજબ દવાના ઉપચારથી જગતસિંહ શુદ્ધિમાં આવી ગયો, અને આમતેમ બાવરો બની જોવા લાગ્યો: જયાં નજર કરે ત્યાં અપરિચિત મનુષ્યોજ જોવામાં આવ્યા. તાનાજી તેના મનની વાત સમજી ગયા. અને વિચારવા લાગ્યા કે—કિલ્લા ઉપરની હકીકત આને પૂછી વાકેફ થવું જોઇએ; એ વિચારથી એમણે જગતસિંહ સાથે હિંદામાં વાતચીત કરવાનો પ્રારંભ કરી પૂછયું; "એ વાત તમોને કોણે કહેલી કે હમો અમુક જગ્યાએજ આવીશું? કોઇની બાતમી ઉપરથીજ એવખતે આપ હમોને પકડવા આવતા હતાની? પરંતુ હમે કંઇ કાચા ગુરૂના ચેલા નથી સમજ્યા કે? હમો કિલ્લા ઉપર ચડવાનો સીધો અને સરળ માર્ગ સમજી ત્યાં આવી ચોહ્યા, અને ચડવાનો પ્રયત્ન કરતા હતા એટલામાં તો આપ અચાનક આવી કુદી પડયા! હમો સમજ્યા કે, અમારો ભેદ જાણી લઇ કોઇ હમોને પકડવાને આવી

રહ્યું છે, એટલે તીરદ્વારા નીચે પાડવાનો પ્રયત્ન કર્યો. એ સિવાય હમારા માટે બીજો રસ્તો શું? તમારા મરવા કે જીવવાનો વિચાર કરવા માટે હમારી પાસે સ્થાનજ નહોતું."

જગતસિંહે પ્રસન્નતાપૂર્વક ઉત્તર આપ્યો;–"શું આપ કિલ્લા ઉપર ચડી આવવાના વિચારથીજ ત્યાં આવ્યા હતા? વાહ! તો તો હું એ બાબતમાં આપને કીમતી મદદ કરી શકીશ. કિલ્લા ઉપરથી છાનેમાને ઉતરી આવવાની તથા નીચેથી ઉપર સત્વર ચડી જવા માટે, એ સિવાય બીજી કોઇ જગ્યા એટલી સરળ નથી. જો પ્રથમથીજ મને આપના સંબંધમાં માહિતી મળી હોત તો બહુજ સારી વાત હતી; પરંતુ આપે મને ખરા મોકા ઉપર પાડી બહુજ અનિષ્ટ કર્યું છે. એક રાજપુત સતીનું પતિવ્રત નષ્ટ થવાનું છે. તેને બચાવી લેવાના પ્રયત્નમાં હું હતો. આપે જે જગ્યાએથી મને પાડયો, એ જગ્યાએથી હું એટલા માટેજ ઉતરી રહ્યો હતો કે જો એ જગ્યાએથી એ રાજપુત સ્ત્રીને ઉતારી નાસી જઇએ તો કંઇ અડચણ નડે એમ છે કે નહિ? મારા શુભાગ્યે ઉપરનો પહેરેદાર મલારબા નામક મહાર મારે સાનુકૂળ હતો. અને તેણે ઉક્ત કાર્યમાં પુરતી મદદ આપવા વચન આપ્યું હતું. કિલ્લા ઉપરથી ઘણી મહેનતે મેં એક દોરડું મેળવી મારી પાસે રાખ્યું હતું. પરંતુ મારી પાસે ઘણો વખત રાખવું ઠીક નહિ હોવાથી તે મલારબાને આપી મુકયું હતું. અગાઉથી નક્કી કરેલા સંકેત મુજબ આજ તે દોરડું તેણે ઉપર ફેંકયું, તેને મેં ઉપરની બાજુએ એક ખીલી સાથે બાંધી પ્રસન્નતાપૂર્વક નીચે ઉતરી રહ્યો હતો. એટલામાં તો તીર આવી મારા

પગમાં ભોંકાયું. મારૂ ધન્યભાગ્ય કે અત્યારે આ સ્થિતિમાં તમારી સાથે વાત કરવા રહ્યો છું, નહિ તો એટલી ઉંચાઇએથી દુટી પડી જીવવાની આશા રાખી શકાયજ નહિ. પરંતુ પ્રાણ બચી શકયો એનો આનંદ હું માની શકું તેમ નથી.

તાનાજીએ તેની સઘળી હકીકત સાંભળી આશ્ચર્યચકિત થઇ પૂછયું:—" કેમ ! આનંદ નહિ માનવાનું કારણ ? આપ કાળના કરાળ મુખમાં જતાં સહેજ બચી ગયા છતાં, આમ કેમ બોલો છો ? મરતાં બચ્યા તે ઠીક ન થયું ? "

જગતસિંહે ઉંડો નિશ્વાસ નાંખી કહ્યું:—જે સતી ને દુષ્ટ ઉદય ભાનુના પંઝામાંથી મૂક્ત કરવાની પ્રતિજ્ઞા કરી અહિં સુધી આવી પહોંચ્યો હતો. અને તે પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ નજીકમાં દેખાતી હતી, તે સઘળો કાર્યક્રમ હવે નષ્ટ થયોની ? હવે એ કામાંધ નવમીની રાત્રીએ પોતાની ઇચ્છાનુસાર બળપૂર્વક તેની સાથે નીકાહ કરશે. એ કાર્યને માટે ઔરંગાબાદથી ખાસ કાજી બોલાવ્યો પણ છે. આજકાલ હમારાં (હિંદુઓનાં) દેવ-દેવીયો કોણ જાણે ક્યાંય છુપાઈ ગયાં છે કે શું છે, તે સમજાતુજ નથી ? જે પ્રયત્ન કરવામાં આવે છે. તે વિફળજ થાય છે. ભગવાન એક-લિંગજી મહારાજ ! તમારા મનમાં પણ શું છે ? શું હવે હિંદુ-ઓનું મસ્તક ઉંચું નહિજ થઇ શકે ? શું પોતાની મા, બહેન અને પત્નીયોની દુર્દશા થવા છતાં, ત્થા તેમને પોતાની નજર આગળ ભ્રષ્ટ થતાં જોવાનુંજ હિંદુઓના નસીબે લખાયું છે ? શું ઉદયભાનુ જેવા અધમ, ધર્મભ્રષ્ટોની અને દેશ શત્રુઓનીજ જીત થયા કરશે ? અફસોસ ! હવે હું શું કરૂં ? ભગવાન એકલિંગજી ! હવે તારી ઇચ્છા અને તારી મરજી !

અકળીત ભાગ્યગતી ન કળાતી;
પલક પલક રતીરે પલટાતી.

જગતસિંહની હકીકત સાંભળી તાનાજી તથા રાયાજી બહુ દીલગીર થયા, અને પોતાનો પુર્વવૃતાંત કહેવા તેમણે જગતસિંહને આગ્રહ કર્યો. આગલો સંબંધ જાણ્યા સિવાય ઉપરની હકીકતથી તેઓ સમજી ન શકયા કે, ઉદયભાનુને આવી કરડી નજરથી જોનાર આ સિપાઈ કોણ હશે? કઇ પતિવૃતા સ્રીને છોડાવવાનો આ પ્રયત્ન કરી રહ્યો હતો?

બન્ને જણના આગ્રહને વશ થઇ જગતસિંહે કમલકુમારીની અથથી ઇતિ સુધીની સઘળી હકીકત કહી બતાવી, અને કહ્યું કે ફક્ત બાદશાહની મોજ કહો કે ઇચ્છા કહો; એથીજ એ અત્યાર સુધી અનિષ્ટ પ્રસંગથી બચી શકી છે. નહિ તો અત્યાર પહેલાં કયારનીએ તે દુષ્ટની કામાગ્નિની આહુતિ બની ગઇ હોત. અથવા તો આત્મહત્યા કરી સ્વર્ગે સંચરી ગઇ હોત. મારી સ્રી તેની પ્રિય સખી છે. કમળકુમારી જયારે સતી થવા નીકળી, તે વખતે તેની સાથે તે જંગલમાં ગઈ હતી. જે સમયે દુષ્ટ ઉદયભાનુ કમળકુમારીને પકડી લઈ જતો હતો તે વખતે તેણે મારી સ્રીને ઘેર જવા કહ્યું હતું; પરંતુ મોખ્ખા ઉપર મદદ કરવાના ઇરાદાથી તે ઘેર પાછી ન આવતાં કમળકુમારીની સાથેજ રહી. એ બનાવની મને ખબર મળતાંની સાથેજ હું દિલ્હી તરફ દોડી ગયો, અને ઉદયભાનુના મકાનની તપાસ એ વિચારથી કરવા લાગ્યો કે કમલકુમારી યા તો દેવળદેવી નજરે પડી જાય તો મારા અત્રે આવ્યાના સમાચાર ઇસારતદ્વારા આપી દઉં. એ વખતે મેં મારો વેષ ગાંડાના જેવોજ રાખ્યો હતો. એટલે ઉદયભાનુના મકાન

આગળ ચક્કર મારતાં કોઇને વહેમ જાય નહિ. એક દિવસ હું તે બાજુએ ગયો એટલામાં મેં જોયું કે કમલકુમારી તથા તેના બાપને પાલખીમાં બેસાડી ઉદયભાનુ તેમને બાદશાહ સન્મૂખ લઇ જાય છે. અને મારી સ્ત્રી પોતાની સખીને ધીરજ આપવા માટે દરવાજા ઉપર આવીને ઉભી રહી છે. મારી તથા મારી સ્ત્રીની ચાર આંખ થઇ. તરતજ તેણે મને ત્યાં થોભવાની ઇસારત કરી તે માળ ઉપર ચાલી ગઇ; અને ઝરૂખાની બારીમાંથી એક લખેલા કાગળનો ટુકડો મારા તરફ ફેંક્યો. તેમાં લખ્યું હતું કે આવતી કાલે બપોરના ભીખારીના વેષમાં ખાવાનું માગવા આવજે. તે મુજબ હું બીજે દિવસે ગયો. તેણે મને એક મોટી ભાખરી આપી, એ ભાખરીમાંથી એક લખેલો કાગળ મળ્યો તેમાં બધી હકીકત લખી હતી; વિશેષમાં લખ્યું હતું કે,–"બાદશાહે ત્રણ માસની મુદત આપી છે; એ દરમ્યાન હમોને મૂક્ત કરવાની તજવીજ બની શકે તો કરજો, નહિ તો હમોને હમારા કુળની મર્યાદા સાચવવા બનતો પ્રયત્ન કરવોજ પડશે. અને દૈવયોગે કંઇ પણ નહિ બની શકે તો અંતમાં પ્રાણાન્તે પણ એ દુષ્ટથી છૂટકારો મેળવવો તો પડશેજ!!! ઉક્ત પત્ર વાંચી મને અત્યંત પરિતાપ અને દુઃખ થયું; અને તેજ વખતે મેં ઇશ્વર સાક્ષીએ પ્રતિજ્ઞા કરી કે જો હું સાચો રાજપુત હોઇશ તો એ મુદ્દત દરમ્યાન એ બેઉને છોડાવી તેમનું રક્ષણ કરીશ." એ મુજબ પ્રતિજ્ઞા કરી તેમની ટોળી સાથે મેં ચાલવા માંડયું. હું કોણ છું? ક્યાં રહું છું; અને શા માટે આ ટોળીની સાથે ચાલું છું. એ કોઇ સમજ્યું નહિ તેમજ મેં પણ એ સંબંધમાં કોઇને કંઇ પણ વાત કરીજ નહિ. ઉદયભાનુની અસંખ્ય સેન્યા અને અવ્યવસ્થાને લીધે

હું કોણ છું એ બાબતમાં કોઇએ તપાસ કરી નહિ, તેમજ પૂછ્યું પણ નહિ.

દિલ્લીથી દક્ષિણ આવતાં એક દિવસ નર્મદા નદીના કિનારા ઉપર પડાવ નાંખવામાં આવ્યો હતો. તે પ્રસંગે ઘણા સૈનિકો નદીમાં નહાવા અને તરવા માટે પડયા, તેમાં વિશળદેવ નામનો એક રાજપુત સૈનિક પણ હતો. તે તરતાં તરતાં આગળ નીકળી પડયો, અને થાકી જવાથી ડુબવા લાગ્યો. તેના સાથીદારો તેને બચાવવાનો પ્રયત્ન કરવાને બદલે તે તમાસો જોયા કરતા હતા. કોઇની પણ હિમ્મત ન ચાલી કે તેને ડુબતો બચાવી શકે. જયારે એ બધા તમાસો જોઇ રહ્યા હતા તે વખતે મેં જીવના જોખમે પાણીમાં ઝંપલાવ્યું. અને વિશળદેવને મરણના મુખમાંથી બચાવી લીધો. એ વખતથી વિશળદેવ મારો પરમમિત્ર બની ગયો; અને યૂક્તિ-પ્રયૂક્તિ કરી મને ખાસ પહેરેગીરોમાં દાખલ કરી દીધો. તે વખતથી હું તે બન્નેને ધીરજ અને મૂક્તિનો દીલાસો આપ્યા કરતો હતો. અને તેઓએ પણ મારા દીલાસા ઉપરજ જીવન ટકાવી રાખ્યું હતું.

કિલ્લા ઉપરના સૈનિકોમાં અત્યારે સંપ નથી, ઉદયભાનુ ગમે તેવા સખત ઓર્ડરો કહાડે પણ તેની તેમને પરવા પણ નથી. કિલ્લામાં જેટલા જુના સૈનિકો છે તેઓ તેના ઉપર એમ કહી દ્વેષ રાખે છે કે, નવો આવ્યો છે અને બહુજ એંટાય છે. જે નવા સૈનિકો તેની સાથે આવ્યા છે તેઓ તેની સાથે એ માટે દ્વેષ રાખે છે કે; નીચ કુળમાં ઉત્પન્ન થવા છતાં કુલિનતાનો ઢોળ ઘાલે છે. અને ખાનદાન રાજપુતોની ઇર્ષા કરે છે. વળી ઘણા સૈનિકો તો એ માટે નારાજ છે કે, એક પ્રતિવૃતા અને

ખાનદાન ઘરની સ્ત્રીને સતી થતાં અટકાવી તેના ઉપર બળપૂર્વક અત્યાચાર કરવાની ઇચ્છા રાખે છે.

સૈનિકોની એ સ્થિતિનો લાભ મને પુરેપુરો મળે એમ હતું. જો હું એ બન્ને જણુને લઈ ત્યાંથી નાસી છૂટત અને એ બાબતની સૈનિકોને ખબર પડતા છતાં પણ તેઓ મારો પિછો લેતે નહિ. અને તેથી પકડાઈ જવાની ધાસ્તી બહુજ કમી હતી. હું કોણ છું, અને શા માટે અત્રે આવ્યો છું: એ વાત ફક્ત વિશળદેવજ જાણતો હતો તે મારો પુરો સહાયક છે; પરંતુ હું આ સ્થિતિમાં હવે શું કરી શકવાના ? હવે તો ભગવાન એકલિંગજીનીજ ઇચ્છા !

જગતસિંહનો પૂર્વ વૃતાંત તાનાજી તથા રાયાજી એક ચિતે સાંભળી રહ્યા હતા; જે વખતે તેણે કહ્યું હતું કે;—સતી કમળકુમારી પોતાના પતિની પાદુકા સાથે સતી થવાની તૈયારીમાં હતી તે વખતે દુષ્ટ ઉદયાનુ તેને ઘસડી લઇ ગયો; અને સતી થવા દીધી નહિ. તે વખતે વીર તાનાજીની ભુજાઓ ફડકી ઉઠી હતી, આંખ લાલચોળ થઇ ગઇ, અને હોઠ દાબવા લાગ્યો. એક હાથ કમર ઉપર લટકતી તરવાર તરફ ગયો; અને પોતે શું સ્થિતિમાં છે તે તદન ભૂલી ગયો અને ગવૈયાના વેષમાં "જયરાણી" ના આખ્યાનમાં જે કવિતા બોલ્યો હતો તેમાંની નીચેની કડી અકસ્માત તેના મોંમાંથી નીકળી પડી.

માં બહિનોકી લાજ રખો, કયાં દે મુગલોકો બનતે સાર?
પડી લાજપે ગાજ અરે કયા ? થૂ: ઇસ જીવનપે ધિક્કાર !

રાયાજીની પણ એવીજ સ્થિતિ હતી. તેનાં પણ ભવાં ઉંચે ચઢી ગયાં હતાં, આંખો રક્તવર્ણી બની ગઇ હતી, પોતાના

નીચેના હોઠને દાંત નીચે દબાવતો તથા હાથ પછાડતો હતો. એટલામાં તો તાનાજી મેઘ ગર્જના પેઠે ગર્જના કરી ઉઠયો. જાણે હમણાંજ કિલ્લા ઉપર જઇ દુષ્ટ ઉદયભાનુને મારી સાધ્વી સ્ત્રીને મુક્ત કરવા જતો હોય. ઉપર લખેલી કડીનું છેલ્લું ચર્ણ પૂર્ણ કરતાંની સાથેજ જગતસિંહનો હાથ પકડી કહેવા લાગ્યા;—
"જગતસિંહ! ખરેખર હમોએ તમારૂં અનિષ્ટજ કર્યું છે. પરંતુ હવે નિશ્ચીંત રહો. હમારી પહેલી ટુકડી પરમ દિવસે એટલે આઠમની રાતે અત્રે આવી પહોંચવાની વકી છે, અને બીજી ટુકડી તેને બીજે દિવસે નક્કી કરેલા સ્થાને આવી પહોંચશે. તે આવશે તો ઠીકજ છે, અને કદાચ ન આવી તો પણ તેની પરવા નથી, પહેલી ટુકડીમાં જેટલા યુવકો આવશે કદાચ પાંચ—પચ્ચીસ કે પચાસ આવશે તે લોકોને લઇ હું કિલ્લા ઉપર હલ્લો કરીશ; અને નવમીની અડધી રાત્રી જતાં તે દુષ્ટ ઉદયભાનુના નીકાલ છત્રપતિ મહારાજ શિવાજીએ આપેલી આ તરવાર સાથે કરીશ. એ વિષયમાં અત્યારે વધુ બોલવાની કંઇ જરૂર નથી, પરંતુ નક્કી માનજો કે એ સતીના પુણ્ય—પ્રતાપથી મારાં ફક્ત પચાસ માણસોથી વિજય શ્રી પ્રાપ્ત થશે."

ઉપર મુજબ બોલી તાનાજી પોતાના આસન ઉપર મૌનપણે બેસી રહ્યા. આ વખતે જાણે એમના મનમાં ઘણા તર્ક—વિતર્કો ઉત્પન થઇ રહ્યા હતા. ઘણો સમય થઈ જવા છતાં કોઈના મોમાંથી એક શબ્દ પણ બહાર પડયો નહિ. તાનાજીની સ્થિતિ જોઇ તેમની પાસે બેઠેલા બન્ને જણે વિચાર્યું કે આ વખતે આ વિષયને ઉદ્દેશી કંઇપણ બોલવું ઠીક નથી.



# પ્રકરણ ૧૦ મું.

## શાહી-પત્ર.



ફના કરવું પના થાવું, ફનામાં શહ સમાઈ છે,
મરીને જીવવાનો મંત્ર, દીલબરની દુહાઇ છે.
મણિલાલ.

+ + + + +

ભડ શિર કપાઇ પડીને નમે,
જીવતા જીવન ઝુકે નહિ ?
મરી જાય ભૂખ્યો સિંહ પણ,
કદી તૃણ તરફ થૂંકે નહિ ?
( દિવાના )

જેમ જેમ ફાગણ વદી નોમ નજીક આવતી ગઇ, તેમ તેમ ઉદયભાનુનું ચિત્ ઘણુંજ વ્યગ્ર થતું ગયું. જસવતસિંહ તથા શાહજાદા વિષે એને જે કંઇ લખવું હતું તે તો એણે લખી બાદશાહને મોકલી આપ્યું હતું. કિલ્લા ઉપરનો પ્રબંધ પોતે જેટલો ધારતો હતો એટલો મજબુત કરી ચુક્યો હતો. હવે એ ફક્ત બાદશાહ તરફના પત્રનીજ રાહ જોઇ રહ્યો હતો. જસવંત-

સિંહની જગ્યાએ પોતાની નીમણોક થવાની તેને આશા હતી; તે ધારતો કે જો એ ઉમેદ પુરી થઇ જાય તો તો પછી હું દક્ષિણ પ્રાંતનો સુબેદારજ થઇ જવાનો. સુબો થયા પછી મને ફીકર શાની ? છ માસ કે બહુ તો વર્ષ દિવસમાં શિવાજીને પકડી બાદશાહ આગળ રજુ કરીશ. એક વખત બાદશાહને એમ ખાત્રી થશે કે આ બાજુનો પ્રબંધ ઘણોજ ઉત્તમ છે, તો તેઓ મારાપર ખુશ થયા સિવાય રહેશે નહિ. અને જો એ મુજબ મારાપર બાદશાહની મહેરબાની દેખાશેતો, પ્રસંગ જોઇ ઉદયપુર ઉપર ચઢાઈ લઇ જવાની આજ્ઞા માગી લઇશ. અને જેમણે મને તુચ્છ સમજી વખતો વખત અપમાન કર્યું છે, તેમને માનભંગ કરી મારા વૈરને બદલો જરૂર લઇશ. એ મુજબ તે એક નહિ પરંતુ હજારો તર્ક–વિતર્કો કરી મનોરાજ્ય સ્થાપ્યા કરતો હતો. એમ કરતાં કરતાં પ્રાગણ વદી નોમ નજીક આવી પહોંચી. તેણે વિચાર કરી રાખ્યો કે નોમની રાત્રીના બરાબર બાર વાગે કમળકુમારી સાથે લગ્ન કરીશ. અને તે પછી તેના બાપને, મહારાણા રાજસિંહને, અને જે જે રજપુતો મારી મશ્કરી કરતા હતા, તે દરેકને પત્ર લખી આ શુભ સમાચાર વિદિત કરીશ. તેઓ પણ જોઇ શકશે કે મારો પ્રભાવ કેટલો વૃદ્ધિ પામ્યો છે.

નોમ જેમ જેમ નજીક આવતી ગઇ તેમ તેમ કમળકુમારીના મહેલ આગળ ઉદયભાનુને જવાની સખ્યા પણ વધવા લાગી હતી; તે જયારે જયારે કમળકુમારી પાસે જતો ત્યારે ત્યારે તે એને એજ કહેતો કે હવે નોમ આડે આટલા દિવસ બાકી છે.

એ સમયે કમળકુમારીને ધીરજ આપવા માટે દેવળદેવી તેની સાથે ન હોત તો, એવી વાતો સાંભળી તેની શું દશા થાત, અગર તો તે અકળાઈ અમુઝાઇ કોણ જાણે શુંય કરી નાંખત. પરંતુ દેવળદેવી તેને દરરોજ નવી ખબરો અને નાસી છૂટવાની નવી યુક્તિયો બતાવ્યા કરતીજ હતી. વળી તે હંમેશાં કહેતી કે કદાચ દોરડું ઝાલી કિલ્લો ઉતરી નાસવું પડશે માટે તું દરરોજ સુકાતી ન જા. શરીરમાં લોહી અને બળ ઉત્પન્ન કર, બળ સિવાય નાસી છૂટવું અશકય છે. જો તું પ્રતિદીન આમ નિર્બળ થતી જશે તો પછી, હમો હમારૂં કાર્ય કઇ રીતે સાધી શકીશું ?

દેવળદેવી તેને પ્રતિદીન નવી ઘટનાઓ બતાવ્યા કરતી હતી કે આજે મારા પતિ ( જગતસિંહ ) એ અમુક અમુક હકીકત કહી છે, એક માછીએ તેમને સહાયતા આપવા વચન આપ્યું છે, અને થોડું ઘણું કામ તો થઇ પણ ગયું છે. એ ઉપરથી કમલકુમારી પ્રતિદિન જગતસિંહના કાર્યક્રમની સહ જોયાજ કરતી હતી.

જગતસિંહે દેવળદેવીને કહ્યું હતું કે; “ફાગણ વદી પાંચમની રાત્રીએ એકવાર હું કિલ્લાની દીવાલ સાથે રસી બાંધી નીચે ઉતરી જોઇશ. જો તે માર્ગ સરળ અને અડચણ વિનાનો દેખાસે તો બીજે દિવસે રાતના સઘળી હકીકત લખી મહેલની ડોકાબારી-માંથી કાગળની એક ગોળી નાંખીસ. એ ઉપરથી તમારે શું કરવું તે સમજી શકસો. તમારા મહેલ આગળના પહેરેવાળાઓ મને તે મહેલ આગળ આવવા દે છે. એટલે હવે મારી ચિઠ્ઠી

તમોને અને તમારી ચિઠ્ઠી મને મળવામાં અડચણ પડશે નહિ. પરંતુ ચિઠ્ઠી નાંખવામાં બહુજ ધ્યાન રાખવું. રાત્રીના સમયેજ ચિઠ્ઠી નાંખવી એ સિવાય મનમાને સમયે ચિઠ્ઠી નાંખવાથી કદાચ આપણો ભેદ ફુટીજાય, અને ધારી ધારણા વિફળ થઇ જાય. ”

કમલકુમારી તથા દેવળદેવીને વિશ્વાસ હતો કે, જગતસિંહ ધારેલું કાર્ય પાર પાડવા સિવાય રહેશે નહિ. જગતસિંહ વીર પુરૂષ હોવાની બન્નેને ખાત્રી હતી, જેથી તેઓ ધારતાં હતાં કે તેમના કાર્યમાં ત્રુટી આવશેજ નહિ. અને આપણે કોઇપણ યત્ને હવે ટુંક મુદ્દતમાં અત્રેથી નાસી છૂટીસું.

પાંચમને દિવસે કમલકુમારી આનંદમાં હતી, તે વખતે ઉદયભાનુ ત્યાં જઈ પહોંચ્યો. કમલકુમારીને પ્રફુલ્લિત દેખી તે બહુ ખુશ થયો, તેણે આટલા આનંદમાં એને કોઇપણ દિવસ જોઇ નહોતી. આટલા આનંદમાં હોવાનું કારણ તે વિચારવા લાગ્યો. તેણે ધાર્યું કે કદાચ કમલકુમારીને એમ લાગ્યું હોય કે હવે ફકત ત્રણચાર દિવસજ નિકાહ થવા આડે બાકી છે, હવે પોતાને કોઇ આવીને છોડાવી જાય એવી શમ્ભાવના પણ નથી. તોપછી નાહક ઉદાશમાં રહી, શરીર સુકવી નાંખી, રોતી–કકળતી જીવને શામાટે દુઃખ દે ? આનંદપૂર્વક લગ્ન માટે તૈયાર કેમ ન રહે? એજ વિચારથી આજે કમળકુમારી દુઃખ અને ચિંતાથી મૂક્ત થઈ પ્રફુલ્લિત છે. એમ વિચાર કરી ઉદયભાનુ પોતાના મનમાં કમલકુમારી બાબત હવાઈ કિલ્લા બાંધવા લાગ્યો. અને આનંદિત મુખમુદ્રા માટે કમલકુમારીને મુબારકબાદી આપવાનો વિચાર કરતો હતો, પણ તેણે ધાર્યું કે એમ કરવાથી કદાચ તેનો

મીજાજ ખસી જાય, અને આનંદને બદલે શોકાતુર બની જાય; એ વિચારથી એ ત્યાં કંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય ત્યાંથી ચાલી ગયો. પરંતુ આજે તેના આનંદનો પાર નહોતો. કમલકુમારીને પોતાની બીબી બનેલીજ જોઇ રહ્યો હતો.

છઠને દિવસે દેવળદેવી એ આશાથી નિયત કરેલે સ્થળે જઇ તપાસવા લાગી કે કંઇ ખબર—અંતર મળે છે. કંઇ ચિઠ્ઠી પત્રી મળે છે કે નહિ ? તપાસના પરિણામમાં કંઈ ન મળવાથી તે નિરાશ બની ગઈ. તેણે ધાર્યું કે ગઇ રાતના જે કામ થવાનું હતું તે કાર્ય કદાચ નબની શક્યું હોય તો તે બાબતની પણ ખબર તો મળવીજ જોઇએ, કે આજે કામ થઇ શક્યું નથી, પરંતુ આવતી કાલે થશે. એવી કંઇપણ ખબર ન મળવાથી તે વધારે ને વધારે ચિંતાતુર બનવા લાગી. મહેલની ઊંડા બારીમાંથી તેણે એક વખત નહિ પરંતુ ઘણો વખત જોયા કર્યું; પરંતુ કંઈ પણ સમાચાર નમળી શકવાથી તે વ્યાકુળ બનવા લાગી. શું કંઈ દુર્ઘટના તો નહિ બની હોય ? દોરડાવાટે ઉતરતાં હાથ છટકી જઇ અનિષ્ટ બનાવતો નહિ બન્યો હોય? કિલ્લા ઉપરથી ઉતરતાં ઉદયભાનુના હાથે પકડાઇ તો નહિ ગયા હોય ? એવા એક નહિ પરંતુ સેંકડો કુતર્કો તેના હૃદયમાં ઉત્પન થવા લાગ્યા; ભયાનક કલ્પનાઓ પોતાની દ્રષ્ટિ સન્મૂખ બનતી જોવા લાગી. તે કંઇ પણ નિશ્ચય કરી શકી નહિ. વળી તેણે ધાર્યું કે આ બનાવની હકીકત કમલકુમારીને કહેવી ઠીક નથી. પરંતુ કેટલાક પ્રસંગો ઉપર શબ્દના કરતાં સૂરત વધારે કહી શકે છે. દેવળદેવીના જેટલીજ આશા કમળકુમારીરાખીને બેઠી હતી. દેવળદેવી કંઇ બોલી

નહિ, પરંતુ કમલકુમારીએ તેના મોં ઉપરથીજ ધારી લીધું કે આજે કંઇ અપશુકન અવશ્ય છે. તેણે ઉત્સુકતાથી દેવળદેવીને પૂછયું;—કેમ ! આજે શું ખબર ? આજે અત્યાર સુધીમાં કંઈ માલુમ પડયું નથી. એમ જુવાબ આપી એ વાતને ઉડાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ જયારે કંઇ પણ ચોકસ સમાચાર મળવાના હોય ત્યારે કંઇ નથી એમ કહેવાથી એ વાતને માટે મોટો ભેદ અને શંકા ઉત્પન થયા સિવાય રહેતી નથી. એ સ્થિતિ કમળકુમારીની થઈ. તે દિવસે ઘડીએ–ઘડીએ બન્નેના મનની સ્થિતિ બદલાયા કરતી હતી. દેવળદેવીએ તો નક્કી ધારી લીધુંજ હતું. કે હવે મારા સૌભાગ્યના દિવસ સમાપ્ત થઈ ગયા છે. કદાચ કિલ્લા ઉપરથી નીચે ઉતરતાં હાથમાંથી રસી છુટી જવાના સબબે પડી પણ ગયા હોય. બાપરે બાપ ! સિંહગઢની દીવાલો કેવી ભયાનક છે. કદાચ કોઇ તેના ઉપરથી સરી પડે તો તેના હાડકાંનો ટુકડો શોધી કહાડવો પણ મુશ્કેલ પડે. શું મારા પતિની પણ એજ દશા થઇ હશે ? જેમ જેમ દેવળદેવી ઉપરોક્ત ભયાનક વિચાર કરતી, તેમ તેમ તેનાં રૂઆં ઉભાં થઇ જતાં; અને શરીર કંપી ઉઠતું. જેના ભરોસે પોતે આજ સુધી કમળકુમારીને ધીરજ આપ્યા કરતી હતી, તે ભરોસો નષ્ટ થયો. અને સમય એવો આવ્યો કે તે કમળકુમારીને ધીરજ આપવાને બદલે સ્વયં કમળકુમારીએ તેને ધીરજ આપવી પડતી. સ્રીયોને માટે ફક્ત સૌભાગ્યજ જીવન–સર્વસ્વ છે. જે સૌભાગ્યની રક્ષાને માટે સ્રીયો અનેક પ્રકારનાં કષ્ટો સહન કરી શકે છે, પરંતુ તેનો નાશ થતાંની સાથેજ તેનું સર્વસ્વ નષ્ટ થઇ જાય છે. અત્યારે ફક્ત તેની

કલ્પના માત્રથીજ દેવળદેવીની દુર્દશા થઇ રહી હતી. પરંતુ તે ઘણીજ ધીર અને ગંભીર હતી, તેણે વિચાર્યું કે જો આ વખતે હું નિરાશ બની જઇશ તો કમળકુમારી તત્કાળ પ્રાણ તજી દેશે. માટે દુઃખને ઝેરના ઘુંટડા પેઠે ગળી જઇ શાન્ત રહેવુંજ ઠીક છે. એમ વિચાર તો કર્યો પરંતુ પુનઃ તેના હૃદયમાં એ પ્રશ્ન ઉત્પન થયો કે હવે જીવવાથી લાભ શું? હવે હમો બન્ને જણ આત્મહત્યા કરીએ તો શું હરકત છે? કદાચ મારા પ્રાણાધારનું અનિષ્ટ થઇ ગયું હોય તો હમોને છોડાવી શકે એમ કોણ છે? હવે હમારો છુટકારો કેવળ આત્મઘાત સિવાય કોઇ બીજો હોઇ શકેજ નહિ. અને એક વખત શરીરમાંથી પ્રાણ નીકળી ગયા બાદ મૃતક શરીરની જે દશા થવાની હશે તે થશે. તે બાદ તેણે પુનઃ એજ વિચાર કર્યો કે હવે કઇ રીતે અત્રેથી છુટકારો મેળવી શકીએ.

દેવળદેવી જેમ જેમ વિચાર કરતી ગઇ તેમતેમ, તેને લાગ્યું કે હજી કોઇપણ વાત ચોકસ થઇ નથી. કદાચ આજ હું તથા મારી સખી આત્મહત્યા કરીએ, અને બે દિવસ બાદ મારા પતિનો કંઇ સંદેશ આવે તો જુવાબ કોણ આપે? આજે ત્રણ–ત્રણ મહિનાથી જે સંકટ સહન કરી મૂક્તિને માટે જે પ્રયત્ન કર્યો છે, તેને બે ત્રણ દિવસ માટે ઘભરાઇ વિફળ કરવો ઠીક નથી! પરંતુ એક બાજુએ આત્મઘાતની તૈયારી કરી રાખવી અને બીજી બાજુએ નવમીની સંધ્યા સુધી પતિના સંદેશની રાહ જોવી. જો તે દરમ્યાન કંઇપણ ખબર નહિ મળે તો પ્રસન્નતાપૂર્વક આત્મહત્યા કરીશ. એ દિવસે એજ વિચાર ઉપર તે સ્થિર રહી. જરાપણ આશાનો આધાર મળતાં દેવળદેવી ધૈર્યવાન બની જતી

અને નિરાશાની અધિકતા થઇ જતાં બિલકુલ ધૈર્ય રહિત બની જતી. એ સ્થિતિમાં તે કયા વિચાર ઉપર સ્થિર છે તે કહી શકવું અશક્ય હતું. પરંતુ તેણે એ તો નક્કી કરી રાખ્યું હતુંજ કે નવમીના સૂર્યાસ્ત સુધી પતિના સંદેશની રાહ જોવી. તે સમય સુધી છૂટકારાનાં કંઇ ચિન્હ માલમ ન પડે તો બન્ને જણે પોતાનો પ્રાણ આપી રાત્રીએ પોતાનું સતીત્વ નષ્ટ કરવા આવનાર ઉદયભાનુ માટે ફક્ત લાશોજ છોડી જવી ! એ વિચાર કમળકુમારીએ પણ કબુલ રાખ્યો.

કોઇના પણ સુખ–દુઃખ કે સ્થિતિનો વિચાર કર્યા સિવાય સિંહગઢનો યાદગર ફાગણ વદી નોમનો દિવસ આવી પહોંચ્યો. છઠને દિવસે સાંજના કોઇ પહેરેગીરે ઉદયભાનુને ખબર આપી હતી કે કિલ્લા ઉપરનો એક સિપાઇ ખૂટે છે, ધારવામાં આવે છે કે તે સીડી ઉપરથી ઉતરતાં લપસી જઈ નીચે પડી ગયો હોવો જોઇએ. એ બાબત બરાબર તપાસ કરવા કહી વિશેષમાં કહ્યું કે કિલ્લામાંથી કોઇ બહાર જાય તેની પરવા ન કરતાં બહારથી કોઇ અંદર આવવા ન પામે એનીજ તજવીજ રાખો. અને જો કોઇ તેવો બદમાસ પકડાય તો મારી સામે રજુ કરો. કિલ્લા ઉપરના સિપાઇયોને બહુજ સાવધાન રાખો !

ઉપર મુજબની ખબર જો કોઈ પાંચ સાત દિવસે આપતે તો હજરત તેનો શીઘ્રતાથી ફેંસલો કરી નાખવાની ઉતાવળ ન કરતો, અને ન તો તેની પરવા પણ રાખતો. પરંતુ આજ તો તેનું મન કમળકુમારીમાં લિન થએલું છે, એ કાર્યને માટે ખાસ ઔરંગાબાદથી કાજીને પણ બોલાવેલા છે. એટલે કાજી સાથે ફક્ત

એ વિષયનીજ વાતોમાંજ મશગુલ છે. અને કાજીથી છૂટો પડતાં તે એજ વિચાર કરતો કે કમલકુમારી મારી બીબી થઈ જવા પછી મારી સાથે તે કેવી રીતે વર્તશે.

ઉદયભાનુનો ગૃહસ્થાશ્રમ ફક્ત કમલકુમારી ઉપરજ અવલંબી રહ્યો તો નહોતોજ, કારણકે ઇસ્લામી ધર્મની સાથે તે ધર્મની માન્યતા મુજબ તેણે ત્રણ ચાર સ્ત્રીયો સાથે નીકાહ પઢયા હતા. કમળકુમારી સાથે નીકાહ કરવાની તો ફક્ત હઠજ હતી. અને તે એટલાજ પુરતી કે ઉદેપુરના દરબારમાં તેને બધા દાસીપુત્ર ગણી તુચ્છકારતા, ખાનદાન રાજપુતો પોતાની કન્યા આપવાનો ઈન્કાર કરતા. તે લોકો જયારે આ વાત જાણે ત્યારે તેમને નીચું જોવુંજ પડે. એ સિવાય તેનો બીજો કંઇ ઉદ્દેપ નહોતો. અને તેથીજ કમળકુમારી સાથે નીકાહ પઢવા આતુર હતો. પરંતુ વચમાં એક નહિ ઈચ્છવા યોગ્ય બનાવ બન્યો, બાદશાહે તેમ કરવાની ત્રણ માસની મુદત આપી એ તેને કમળકુમારીની પ્રાપ્તીમાં વિઘ્ન પડવા જેવું લાગ્યું.

જે વસ્તુની પ્રાપ્તિમાં ઘણાં વિઘ્ન હોય છે; અથવા તો જે વસ્તુ મેળવવી કઠણ હોય છે તે વસ્તુ મેળવવા મનુષ્ય આકાશ-પાતાળ એક કરવા જેટલો પ્રયત્ન કરે છે. ઉદયભાનુની પણ એવીજ દશા હતી. તેની સાથે કમળકુમારીનાં લગ્ન એ કંઈ સાધારણ વાત નહોતી. પરંતુ આજે ત્રણ મહિનાથી કમલકુમારી પોતાની પાસે રહેવાથી તેની સાથેનાં લગ્ન કરતાં પણ અધિક વિકાર-વિચાર તેના હ્રદયમાં ઉત્પન્ન થઇ ચુકયા હતા.

પ્રાગણ વદી નોમને દિવસે ઉદયભાનુના આનંદનો પાર

નહોતો રહ્યો. હવે શું છે ? ફક્ત પાંચ–છ પહોરનુંજ અંતર છે. આટલા દિવસ જે મારાથી અતડી અને અતડીજ ચાલતી અને રહેતી, તે હવે મારી પત્નિ થશે ! એટલા વિચારથીજ ઉદયભાનુને અત્યાનંદ પ્રાપ્ત થતો. અને મૂખ ખીલી ઉઠતું. આટલા દિવસ તે મારી સાથે ઘૃણાની નજરથી જોતી, કારણ તેને કોઇ છોડવી જશે એમ ધારતી, પરંતુ એ બાબતમાં હવે તેને નિરાશા પ્રાપ્ત થવાથી તે એમજ ધારશે કે હવે મારા ભાગ્યમાં આજ લખાયું છે. વળી આગલી વાતો હવે તે થોડાજ વખતમાં ભૂલી જશે, અને મારી સાથે પ્રેમ–પૂર્વક વર્તી મને તેનું તન–મન–ધન અર્પણ કરી દેશે.

ઉદયભાનુ ઉપર મુજબના વિચાર સાગરમાં હેરો ખાઇ રહ્યો હતો, એટલામાં ચોબદારે આવી કહ્યું કે; દિલ્લીથી કોઇ સ્વાર પત્ર લઈ આવ્યો છે. એ સાંભળી તેણે ધાર્યું કે જેપત્ર મેં રવાના કર્યો છે તેનો જુવાબ તો આવી શકેજ નહિ. કારણકે મારો સ્વાર ગમે એટલી તાકીદથી જાય તો પણ તે દિલ્લી પહોંચી પુનઃ તો આવી શકેજ નહિ. જરૂર કોઈ બીજા કાર્યને માટે બાદશાહે પત્ર મોકલ્યો હશે. ખેર જે હોય તે ખરૂં પરંતુ જોવું તો જોઇએજ. એ મુજબ વિચાર કરી તેણે ચોબદારને કહ્યું કે આવેલા સ્વાર પાસેથી પત્ર લઇ આવ.

ચોબદારના ગયા બાદ ઉદયભાનુએ ધાર્યું કે કદાચ બાદશાહે એ અન્દાજથી તો પત્ર નહિ મોકલ્યો હોય કે, બરાબર નોમને દિવસેજ સ્વાર અત્રે આવી પહોંચે. એ વિચાર માત્રથીજ ઉદયભાનુના કલેજાના ટુકડા થવા લાગ્યા. કદાચ એવું તો ન બન્યું હોય કે બાદશાહે પોતાનો હુકમ ફેરવી કમળકુમારીને

પોતાની પાસે બોલાવી લેવા નવો હુકમ લખ્યો હોય ? કદાચ
કમળકુમારીના રૂપ સૌંદર્ય ઉપર બાદશાહ મુગ્ધ બની પોતાની
સાથેજ તેનો નીકાહ કરવાના વિચારપર આવ્યા હોય તો ? ગમે
તે હો, હું બાદશાહની આવેલી ચીઠ્ઠી હમણાં ન ખોલું કે ન
વાંચું તો મને શું હરકત છે? કમળકુમારી સાથે નિકાહ પઢયા
પછીજ ખોલું તો બાદશાહ મને શું કરનાર છે? નિકાહ પહેલાં
બાદશાહનો હુકમ જાણીશ તો પછી મારાથી નિકાહ પઢી શકાશે
નહિ. માટે હાલમાં તો એને દબાવી રાખી મારે મારૂં કાર્ય પૂર્ણ
કરી લેવું એજ ઉચિત છે. એમ વિચારી ચોબદારે આપેલો બાદ-
શાહનો પત્ર તેણે તિરસ્કારપૂર્વક દુર ફેંકી દીધો. વળી કોણ જાણે
શું વિચારથી તેણે ફેંકી દીધેલો પત્ર ચોબદાર પાસે મંગાવ્યો.
અને તે ઉપરની જીણા કપડાની થેલી કહાડી નાંખી અંદરનું કવર
જોતાં તે સહેજ બોલી ઉઠયો કે;—અંહ: બાદશાહનો એટલો બધો
ડર મારે શા માટે રાખવો જોઇએ ? તે જ્યારે મારા ભાગ્યની
અભિલાષા રાખે તો પછી મારે તેની પરવા શામાટે રાખવી
જોઇએ ? અને કદાચ એવોજ વખત આવશે તો હું જરૂર કહીશ
કે ઉક્ત પત્ર મને નામને દિવસે મળ્યોજ નહોતો. પરંતુ કદાચ
સ્વાર મારી વિરૂદ્ધ સાક્ષી પુરે તો ? અઃ તેની પણ બિલકુલ
ચિંતા નહિ, તેનો નિકાલ પણ આજેજ કરી નાંખીશ. ગમે તેમ
થશે પરંતુ મારા હિસ્સાની વસ્તુ બાદશાહને તો નહિજ આપું.
એમ વિચાર કરતાં કરતાં તેણે કવર અંદરનો કાગળ બહાર
કહાડયો. સુંદર અને મનમોહક વેલ-બુટીયોથી ભરેલો કાગળ
અને તેની વચમાં મોતીની હારો જેવા દસ્કતોની હાર. ઔરંગ-

જેઅને લખવાનો બહુ શોખ હતો. ઉક્ત પત્રના તમામ દસ્કત તેના હાથનાજ હતા. ઉદયભાનુએ પત્ર વાંચવા માંડયો. શરૂઆતમાં શિષ્ટાચાર પ્રમાણે દુઆસલામ અને ખેરીયતના સમાચાર લખ્યા બાદ વિશેષમાં લખ્યું હતું કે;–"હું ધારૂં છું કે આજ દીન "સુધીમાં તેં મારી આજ્ઞાનું બરાબર પાલન કર્યું હશે. હવે હું "ઘણા આનંદની સાથે કમલકુમારી તને સમર્પિત કરૂં છું. "કમળકુમારી અને તારા અત્રેથી જવા પછી પુરા વીશ દિવસ "પણ તેનો બાપ જીવતો ન રહ્યો; બીજા કાફરોની માફક તે પણ 'મને ગાળો દેતો, અને તેની પુત્રી કમળકુમારીને યાદ કરતો પ્રાણ "છોડી શૈતાનના રાજ્ય–દોજખમાં ગયો છે. હવે કન્યાદાન આપ- "વામાં તે છોકરાના બાપને બદલે હું પોતેજ છું, અને એના "બાપ તરીકેજ એ કન્યા હું તને સમર્પિત કરૂં છું, અને કન્યા- "દાનમાં અમુક અમુક ગામોની જાગીર તારા નામ ઉપર "કરૂં છું. મારી સલ્તનતમાં તારા જેવા ઇમાનદાર નોકરો બહુજ "કમ છે. આજદીન સુધીમાં જેવી ઇમનદારીથી તેં સેવાકરી છે "તેવીજ રીતે ભવિષ્યમાં પણ સલ્તનતની સેવા કર્યા કરજે. પેલા "કાફર શિવાજી ( શૈતાન તેનું સત્યાનાશ કાઢે ) ને પકડી મારે "સ્વાધીન કર. એ કાર્ય જો તારાથી બની શકશે તો આજે "તારાપર મારો જે ચાહ અને પ્રેમ જુવે છે તેનાથી સો ઘણો "વધી જશે. તું સુખપૂર્વક રહે એમ મારી દુઆ છે. પરંતુ સુખ "ભોગવવામાં તે કાફર યા તો તેના સાથીયો તારૂં માથું કાપી "નાંખે એવો વખત આવવા દેતો નહિ. તે કાફરોએ આજદીન "સુધીમાં કેટલાયે સરદારનાં માથાં તેવી રીતે કાપી નાંખ્યાં છે,

"એટલા માટેજ હું તને સાવધાન કરવાની મારી ફરજ વીસરતો "નથી. કારણ તને સુખસાગરમાં તરતો જોઈ એ કાફરો એકદમ "ધસી આવી તારૂં મસ્તક ઉડાવી જશે. અલ્લાહ–તાલા તારૂં રક્ષણ "અને મદદ કરે. તથા ઇમાનદારિપૂર્વક સલ્તનતની સેવા કરવાની "વૃત્તિ સતેજ રાખે...... આમીન.

ઉક્ત પત્ર વાંચતાંજ ઉદયભાનુ એટલો બધો હર્ષઘેલો બની ગયો કે, પોતે કોણ છે, કયાં છે, અને શું કરી રહ્યો છે તેનું ભાન પણ ન રહ્યું. તે આનંદાવેશમાં જોર–જોરથી હસવા લાગ્યો અને જન્મથી રાજપુત હોવાને કારણે હર્ષાવેશમાં સ્વભાવતઃ બોલી ઉઠયો કે;–"ભગવાન એકલિંગજી! તમારી કળા અકળ છે." તે વખતે પોતે ઇસ્લામ ધર્મ સ્વિકાર્યાનું એ ભૂલીજ ગયો હોય. બસ ! હવે મારા સ્વર્ગ–સુખની શરૂઆત થવામાં ફક્ત ત્રણ પહોરજ બાકી છે. પોતાના ભાવિ સુખના વિચારમાંને વિચારમાં તેણે ધાર્યું કે હવે કમલકુમારીના મહેલ તરફ જઇ આવું તો ઠીક એ વિચારની સાથેજ તે કમળકુમારીના મહેલ તરફ વળ્યો.

જે સમય ઉદયભાનુને અત્યંત સુખદાઇ અને આનંદ આપી રહ્યો હતો, તેજ સમય કમલકુમારી માટે અત્યંત દુઃખદાઈ થઇ રહ્યો હતો. જેમ કોઇ માણસને ફાંસીનો હુકમ થાય અને તેને ફાંસીને લાકડે લટકાવવા માટે લાવવામાં આવે, તે સમયે તેની જેવી દશા થાય તેવીજ દશા કમળકુમારીની હતી. તે એક એક ક્ષણે પોતાની આયુનું એક એક વર્ષ વીતતું જોઇ રહી હતી. પહેલાં તે ધારતી હતી કે જગતસિંહ તરફથી કંઇ નવી વાત આવશે પરંતુ તે આશા પણ હવે નષ્ટ થએલી દેખાતી હતી.

સૂર્યાસ્ત પહેલાં જગતસિંહ તરફથી કંઈપણ સમાચાર આવવાની આશા જણાતી ન હતી. ત્રણ દિવસ રાહ જોવા છતાં કંઈપણ સમાચાર નહિ મળવાથી કમળકુમારી તથા દેવળદેવીએ ધાર્યું હતું કે જગતસિંહ જરૂર મર્ણ પામ્યો હોવો જોઈએ. એ શોકમાં ને શોકમાં બન્ને જણ સ્તબ્ધ બની બેશી રહ્યાં હતાં. પોતાના નસીબને દોષ આપતાં બન્ને જણ જાણે મનમાં બોલતાં હોય કે;—

કહીં તું જાય છે દોરી, દગલબાજી કરી કીસ્મત!
ભરોસે તેં લઈ શાને? આ હરરાજી કરી કીસ્મત!
× × × ÷ ×
ધરી આશાતણો પાયો, ચણાવી તે ઉપર કીસ્મત!
કહીં? ક્યારે? લીધો તાણી, એ પાયો તેં અરે કીસ્મત!
મુકાવીને મીઠે ખોળે, ભરોસે શીશ હે કીસ્મત!
કપાવી શી રીતે ગરદન, વહે ના ખૂનપણ કીસ્મત!

**કવિ મણિલાલ.**

એટલામાં ખબર મળી કે ઉદયભાનુ આ તરફ આવી રહ્યા છે. એ સાંભળતાંજ તેમના હોંસ—કોસ ઉડી ગયા. કમલકુમારી તો બીકની મારી પથ્થરની દીવાલ સાથે પથ્થર જેવીજ બની ગઇ. પરંતુ દેવળદેવીની સ્થિતિ તો જુદાજ પ્રકારની હતી. તેનું આખું શરીર થર-થર કંપી રહ્યું હતું. કેટલાંક માણસોનું ધૈર્ય સંકટ સમયેજ ઉદ્દીપ્ત થાય છે. અત્યાર સુધી તે પોતાનું સૌભાગ્ય નષ્ટ થયાના શોકમાં વ્યાકુળ હતી. પરંતુ જ્યારે તેણે ઉપરની હકીકત સાંભળી ત્યારે તેને લાગ્યું કે દુષ્ટ ઉદયભાનુ મારી તથા

મારી સખીની સાથે અત્યાચાર કરશે; એ વિચારથી તે એકદમ ભભુકી ઉઠી. જાણે તેના બળની અંદર કમળકુમારીના શરીરમાં રહેલું બળ પ્રવેશ કરી ગયું હોય ! તેનું મોં એકદમ લાલ બની ગયું, અને મોટી મોટી આંખો પણ લાલ અંગારા જેવી બની ગઇ.

બારણામાં બાંધેલો પડદો ઉચકી ઉદયભાનુએ અંદર પગ મૂક્યો કે તરત દેવળ દેવી એકદમ ઘુરકી ઉઠીઃ-ઉદયભાનુ ! જેમ વાઘ પોતાના સપાટામાં કોઈ હરણીને ફસેલી જોઇ તેને તલપમારી મારવા પહેલાં પોતાની ભયાનક આંખો બતાવી બીનાડે છે. તે મુજબ શું તું ઘડીએ ઘડીએ અત્રે આવી હમોને ડરાવવા માગે છે ? તું રાજપુત છે કે રાક્ષસ ? તારાથી થાય તે પ્રયત્ન તું કરી લે. નક્કી સમજ કે—

યદી આવે પ્રભૂ ચુકાવવા, સતી સત ચુકે નાંહ
મરી જાય ભુખ્યો સિંહ પણ, તૃણ તરફ થુંકે નહિ.

તારી ધારી ધારણા ધૂળમાં મળનારી છે. અંતે હમારી લાશોજ તારે સ્વાધીન થવાની છે ! એ લાશોનો તારી મરજી પ્રમાણે ઉપયોગ કરી લેજે. પરંતુ હમોને જીવતાં સ્વાધિન કરવાની આશા તજી દેજે ! હવેથી અત્રે આવવાની હું તને સખ્ત મનાઇ કરૂં છું સમજ્યો ?

દેવળદેવીનો ઉક્ત વિલક્ષણ ભાવ જોઇ ઉદયભાનુ દબાઇ ગયો, એ વખતે એક પણ શબ્દ તે બોલી ન શક્યો; પરંતુ દેવળદેવીના રંગ-ઢંગ જોતાં તેને વિલક્ષણ સંદેહ ઉત્પન થયો, કે કદાચ સાંજ સુધીમાં આત્મઘાત કરવા માટે આ કમળકુમારીને ઉસ્કેરે અને કમળકુમારી તેની વાત માની આત્મઘાત

કરે તો હાય ! હાય ! પછી મારૂં શું થાય ? ધારેલી આશા અને કરેલી મહેનત નષ્ટ થઈ જાય, માટે હવે તો આ લોકો ઉપર સખ્તાઇથીજ કામ લેવું જોઇએ. વળી જો આ બન્ને જણને જુદી જુદી જગ્યામાં રાખું તો ઠીક થઇ પડે. પરંતુ તે નિશ્ચય ન કરી શક્યો કે શું કરવું ? અંતમાં તેણે ધાર્યું કે, આ વખતે કંઈપણ બોલવું ઠીક નથી. પરંતુ દેવળદેવીને તો ત્યાંથી બીજા મકાને લઇ જવીજ જોઇએ. એ વિચારથી તેણે પોતાના જનાનખાનામાંથી ચાર હબશી બાંદીયો બોલાવી મંગાવી તેમને આજ્ઞા કરી કે દેવળદેવીને અત્રેથી બળપૂર્વક ઘસડતી લઈ જઈ બીજા મકાનમાં પુરી દેવી. દેવળદેવીના કહેવા ઉપરથી ઉદયભાનુને સમજાઇ ગયું હતું કે જો હું સાવધાની નહિ રાખું તો કદાચ કમલકુમારી આત્મઘાત કરી બેસે. માટે તેને પણ ત્યાંથી લઇ જઇ પોતાના મહેલના એક ભાગમાં બે હબશી બાંદીયોના પહેરા તળે રાખી.



# પ્રકરણ ૧૧ મું.

## ફાગણ વદી નોમ.

—(•)—

આદર મળો કે ના મળો;
  અમને કશી પરવા નથી,
ત્યમ ફળ મળો કે ના મળો;
  તે જાણવા ઇચ્છા નથી,
કર્તવ્ય કરવા જન્મ આ;
  દિન રાત તેમાં રત રહી,
ઋણમૂક્ત વિશ્વ થકી થવા;
  કર્તવ્ય કરવું છે સહી.



ફાગણ વદી નોમને દિવસે ઉદયભાનુને ત્યાં જે બનાવ બની રહ્યો હતો, તેનું વર્ણન આપણે ગત પ્રકરણમાં કહી ગયા છીએ. હવે અત્રે આપણે તાનાજી તરફ દષ્ટી કરીએ. રાયાજી.ના ઘરમાં તાનાજી પોતાનો સમય વ્યતિત કરી રહ્યા છે. જાણે તે એકાગ્ર ચિતે કોઇની રાહ જોઇ રહ્યા હતા. વખતો-વખત બહારની બાજુએ જોતા અને જગતસિંહને કહેતાં કે, હજી સુધી કંઈ ખબર અંતર કેમ ન આવી?

જગતસિંહ પણ ચિંતા-સાગરમાં ગોથાં ખાઇ રહ્યો હતો. તે ધારતો હતો કે; મારા તરફના કંઇ સમાચાર નહિ મળવાથી

મારી સ્ત્રીની શું દશા હશે ? એમાં તો સન્દેહ નથી કે જયારે તેમને પોતાના છૂટકારાની આશા નહિ રહે ત્યારે તેઓ પોતાનો પ્રાણ તજી દેશે. એને એમ પણ કઇ રીતે ધારી શકાય કે આજે રાતના બાર વાગતા શુધી તેઓ જીવિત રહેશે. વળી જેમ જેમ દિવસ વિતતો ગયો તેમ તેમ જગતસિંહની શંકા વધતી ગઇ કે આજ રાતનાજ તાનાજીના સિપાઇઓ ગઢ જીતે યા નહિ. એટલું છતાં પણ તેણે નિરાસાનો એક શબ્દ પણ મોં બહાર કહાડયો નહિ. એને વિશ્વાસ હતો કે કમળકુમારીને છોડાવવા મારા કરતાં તાનાજી વધારે ઉત્કંઠિત છે. એકવાર તાનાજીએ જગતસિંહને કહ્યું હતું કે કદાચ મારા સિપાઇઓ નહિ આવી શકે તોપણ છેક છેલ્લી ઘડીએ હું તમો અને રાયાજી કિલ્લા ઉપર ચઢી સતીને છોડાવી લાવીશું. અને તેમ કરવામાં કદાચ ઉદયભાનુ સામો થશે તો ત્યાંના રાજપુતોને ઉત્તેજીત કરી તેને પુરો કરશું. અને તેમાંનું કંઇપણ નહિ બને તો એ સતીની દુર્દશા થતાં તો અટકાવશું. છેવટે એટલું પણ ન બને તો તમો ઉક્ત બન્ને સ્ત્રીયોને ક્ષત્રીયોની સ્ત્રીયોની પેઠે મરવા દેજો. એ સ્થિતિમાં જગતસિંહે વિચાર્યું હતું કે, હવે કોઇપણ રીતે દીલગીર થવું કે તાનાજીને દોષ આપવો ઉચિત નથી. તાનાજીએ તેને હિમ્મત આપી હતી અને પ્રસંગ આવે તેવી રીતે વર્તોત એમાં તો જરા પણ શક નહોતો, વળી તાનાજી એમ પણ સારી રીતે સમજતો હતો કે મરણીયા થઈ એકલા ઉપર જઇ સૌર્ય બતાવવામાં વીર ગતિ પામવા સિવાય બીજું કંઇ મળી શકે તેમ નહોતું.

તાનાજીના શૈન્યની એક ટુકડી આગલે દિવસે આવનાર

હતી તે મુજબ ન આવી, તો બીજે દિવસે તો જરૂર આવવી જોઇતી હતીજ. તે પણ ન આવી શકી એટલે ચિન્તિત થઇ રાયાજીને તપાસ માટે મોકલ્યા હતા. ધારવા કરતાં વધુ સમય થઈ જવા છતાં રાયાજી પણ પુનઃ ન આવી શકવાથી તાનાજીની ચિન્તાગ્નિમાં ઘી હોમાયું. અનેક પ્રકારના તર્ક-વિતર્ક કરવા છતાં કોઇ પણ રસ્તે તાનાજીના મનનું સમાધાન થઇ શક્યું નહિ. તેમણે વિચાર કર્યો કે હું પોતેજ એ બાબતની તપાસ કરી આવું. પરંતુ રાયાજીએ પોતાના આવતા સુધી ઘર બહાર પગ કહાડવાની સખત મનાઇ કરી હતી. જગતસિંહને પણ એવી જ રીતે કહ્યું હતું. જેથી ઉભય બન્ને જણ ઘરમાં બેસીનેજ તેઓની રાહ આતુર હૃદયે જોઇ રહ્યા હતા. તેઓ ધારતા કે રાયાજીના ના કહેવા છતાં બહાર જઈ મારા માણસોની તપાસ કરૂં એમાં શું હરકત હશે? નથી સમજી શકાતું કે રાયાજીએ આ બાબતમાં શા માટે બંધી કરી હશે? કદાચ ફક્ત કિલ્લોજ લેવાનો હોત તો આજે નહિ તો આવતી કાલે લેતે; કિલ્લો સર કરવાની પ્રતિજ્ઞા લઇ આવ્યો છું તો તે લીધા સિવાય તો પાછો નહોતોજ જવાનો, પરંતુ આજે જે કાર્ય ઉપર બનવાનું છે. તેને માટેજ ચિંતા છે. જે વીરનર તે સાધ્વીને છોડાવવાનો પ્રયત્ન કરતો હતો તેમાં હમારા હસ્તે વિઘ્ન પડ્યું, એનોજ પસ્તાવો હૃદયને ચીરી નાંખે છે.

તાનાજી ઉપરોક્ત વિચારમાં ઘુંચાયા હતા. એમ કરતાં કરતાં એક પહોર વીત્યો, બીજો પહોર વીત્યો અને ત્રીજો પહોર પણ વીતી ગયો છતાં, રાયાજી તથા બીજા કોઇનો પત્તો લાગ્યો

જ નહિ. હવે તાનાજીના હૃદયમાં નિરાસાએ પોતાનું રાજ્ય સ્થાપી દીધું, પરંતુ હિમ્મત ન હાર્યા. તેમણે ધાર્યું હતું કે જે થવાનું હોય તે થાય પરંતુ એક વખત પ્રયત્ન તો કરી જોઇશજ. મધ્ય રાત્રી થએ હું એકલોજ પાટલાઘો વળગાડી કિલ્લા ઉપર ચડી જઇશ; અને પહેરેદારોને મારી સતી કમલકુમારીને મૂક્ત કરી ત્યાંના રાજપુત સીપાઇઓને સોંપીશ અને કહીશ કે આ તમારી બહેન છેઃ તેના પતિવૃતનું રક્ષણ કરજો. હું ધારૂં છું કે એટલા બધા રાજપુતોમાંથી થોડા પણ મારૂં કહેવું માનશે. વળી મેં જગતસિંહને જેટલી વાતો કહી છે તે મારે પૂર્ણ કરી બતાવવીજ જોઇએ. નહિ તો હું શિવાજીનો સેવક શાનો ?

આત્માભિમાની શૂર જે વખતે પોતાની કહેણી અને કરણીમાં તફાવત જોઇ પોતાના વચનોને બટ્ટો લાગી રહ્યો છે એમ દેખી શકે છે તો તે વખતે તેને જીવવા કરતાં મરવુંજ વધારે પસંદ પડે છે. જે કાર્ય કરવા પોતે વચન આપેલું છે, તે કાર્ય પોતાનાથી બને યા નહિ તોપણ તેને માટે પ્રાણની પરવા કર્યા સિવાય પ્રયત્ન તો કરવોજ જોઇએ. એ વિચાર એવા વીર પુરૂષના હૃદયમાં સહજ ઉત્પન્ન થવો અસંભવિત નથી. કોઇએ ઠીકજ કહ્યું છે કેઃ—

ધન દઇ તન રખીયે, તન દઈ રખીએ લાજ;
તન-ધન સર્વે આપીએ, એક વચનને કાજ.

એ મુજબનો વિચાર કરી તાનાજીએ જગતસિંહને કહ્યું:—જગતસિંહ ! જે દિવસે તમો તમારી સ્ત્રી તથા તે સતીને છોડા-

વવા નીકળ્યા હતા. તે દિવસે તમે તમારો પ્રાણ હથેળીમાં લઈ-નેજ નીકળ્યા હશો; અને જે દિવસે મેં તમોને કહ્યું હતું કે વદી નોમની રાત્રીએ કમલકુમારીને જરૂર છોડાવીશુંજ એ દિવસથી મેં પણ મારો પ્રાણ હથેળીમાંજ રાખી દીધો છે. એક પહોર રાત્રી વિતતાં આપણ બન્ને જણ કિલ્લા ઉપર ચઢી જઇશું. અને કમલકુમારીના મહેલ આગળ જતાં જેટલા પહેરેદાર મળે તેમને ઠાર કરી કમલકુમારીને છોડાવશું. પછીથી જે થવાનું હશે તે થશે. વચન ભંગ થવા કરતાં તેના પાલનમાં પ્રાણની આહૂતિ આપવી પડે તો તે ઉત્તમ છે! બસ! બે તો બેજ!

બહારથી અંદર આવતાં એક માણસે કહ્યું; "ભલા એમ કેમ? બેજ કેમ? શું હું ત્રીજો નથી?"

એ શબ્દો સાંભળી તાનાજીએ માથું ઉંચું કર્યું, એટલામાં એક બીજો અવાજ આવ્યો;—"અને એક વૃદ્ધની જરૂર હોય તો ચાર ગણો. હું પણ થોડું–ઘણું કામ તો જરૂર કરીશ. બધાની પહેલાં હુ પોતેજ કિલ્લા ઉપર ચઢી જઇશ. આ હેંસી વર્ષની ઉમ્મર વૃથા ગુમાવી નથી હોં?"

ઉક્ત બન્ને જણને જોઇને તાનાજીને આનંદ થયો. અને તે વૃદ્ધને ઉદ્દેશી કહ્યું;—શેલારમામા આવી પહોંચ્યા? રાયાજી નાયક! આટલી બધી વાર કેમ લાગી? મારૂં ધૈર્ય તો સવાર-થીજ જતું રહ્યું હતું, કોણ જાણે કે શું થવાનું છે! મામા, સૂર્યાજી (તાનાજીનો ભાઈ) આવ્યા કે નહિ? જો તે આવ્યા હોય તો પછી બીજાઓ આવે કે ન આવે તેની મને પરવાજ નથી પરંતુ મામા! તમને ઘણી તસ્દી પડી હાં!

શેલારમામાએ તરતજ જુવાબ આપ્યો; "એમાં તસ્દી શાની? યેસાજી કન્કર પચાસ માણસની એક ટુકડી લઇ આવ્યા છે. તેઓ મને આગળ આવવાજ નહોતા દેતા. તેઓ મને કહેતા હતા કે સૂર્યાજી ઘણા સિપાઇઓ લઇ પાછળ આવે છે, માટે તમે તો પાછળજ રહો અને તેમની સાથે સાથેજ આવો. સૂર્યાજી ઘણુંકરીને રાતના દશ વાગતા સુધીમાં સૈનિકો સાથે જરૂર આવી પહોંચશે. સૈનિકો બાબતમાં નિશ્ચીંત થયા બાદ ચારે જણ એક નિશ્ચય કરવા બેઠા. શેલારમામાના જવા પછી જે હકીકત બનવા પામી હતી તે કહેવી શરૂ કરી. શેલારમામા તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. તાનાજીએ કહ્યું; રાયાજીએ મને કિલ્લાની ચારે બાજુએ ફેરવ્યો. કિલ્લાની પશ્ચિમબાજુ દ્રોણગિરિ નામની જે પહાડી છે ત્યાંથી કિલ્લા ઉપર જવાની થોડી ઘણી જગ્યા છે. તે બાદ જગતસિંહની હકીકતપણ કહી સંભળાવી. જગતસિંહનો વૃત્તાંત અને કમલકુમારીની ધીરજની હકીકત સાંભળી સેલારમામા એકદમ તપી ગયા, અને ઉદયભાનુને મોંમાંથી નીકળી શકે તેવી ખરાબમાં ખરાબ ગાળો ભાંડવા માંડી. તે તાનાજી તથા રાયાજીના વારમવાર કહેવાથીજ અટકયા. અંતમાં એમ નક્કી કરવામાં આવ્યું કે જયાંથી જગતસિંહ ઉતરતો હતો, એજ રસ્તે કિલ્લા ઉપર ચઢવું. એ સિવાય બીજો રસ્તો ઠીક નથી.

જયારે એ પ્રશ્ન ઉત્પન્ન થયો કે કઇ રીતે કિલ્લા ઉપર ચઢવું અને પ્રથમ કોણે ચઢવું, તે વખતે શેલારમામા તરત બોલી ઉઠયા કે;—હું પોતેજ સૌથી પહેલો ચડીશ. ઉપર જઇ વચ્ચમાંનો બુરજ ઉઘાડી નાંખીશ. તે વખતે હું પણ જોઇશ કે કેટલા રાજ-

મુત સિપાઈયો મારી ઉપર તુટી પડે છે. અને સાથે સાથે એમને એ પણ બતાવીશકે. જુવાનો કરતાં વૃદ્ધના શરીરમાં કેટલું બળ હોય છે. આ શબ્દો ઉચ્ચારતી વખતે વૃદ્ધનો ચહેરો જોવા જેવો થઈ ગયો હતો, તેમણે પોતાનું બોલવું આગળ ચલાવ્યું; કેમ અચ્ચાતાના, શું હસે છે? શું આ વૃદ્ધના શબ્દો તને ખાલી લવારોજ લાગે છે? અરે છોકરા! જે વખતે આ વૃદ્ધ ઘોની દોર ઝાલી કિલ્લા ઉપર સરસર ચઢે તે વખતે જોજે કે આ વૃદ્ધ શરીરમાં કેટલું બળ સમાએલું છે. આ જો! મારી ભુજાઓ હમણાંથીજ ફરકી રહી છે." વૃદ્ધ એટલું બોલીને શાન્ત ન રહ્યા પરંતુ રાયાજી તરફ મેં કરી બોલ્યા; લાવો જોઇએ પેલી પેટી, મારી યશવન્તા બાઇને (શેલારમામાની ઘોનું નામ) એકવાર જોઉં અને તેના ઉપર સીંદુર નાંખી ગળા ઉપર મોતીની માળા પહેરાવું. અરે તાના! કેમ મૌનપણે બેસી રહ્યો છે? હું કહું છું તો ખરો કે પ્રથમ કિલ્લા ઉપર હુંજ ચઢીશ."

તાનાજીએ મામાને ધીમેથી બોલવાનો સંકેત કર્યો. પરંતુ વૃદ્ધની જીભ શું એમ અટકી જાય તેમ હતી કે?

તાનાજીએ વૃદ્ધને પુનઃ કહ્યું કે, મામા! હાલમાં શાન્ત રહો, કારણ કે હજી આપણે આગળ શું કરવાનું છે તેનો વિચાર કરવાનો છે. માટે હાલમાં તો એ વાતજ ચાલવા દો. જ્યારે કિલ્લા ઉપર ચઢવાનો સમય આવે ત્યારે પહેલાં તમેજ ચઢજો, અને તમારી પાછળ–પાછળ હું ચઢીશ.

અંતમાં એ નક્કી કરવામાં આવ્યું કે–યેસાજી કણેકરને

સંદેશ પહોંચાડવો કે, તમારી સાથેનાં પચાશ માણસો પૈકી અડતાળીશ માણસોને લઇ એક પહોર રાત્રી વીતતાં દ્રોણુગિરે તરફ આવી રહેવું; અને બાકીના બે માણસોને ત્યાંજ થોભાવી, તેઓને કહેવું કે સૂર્યાજીને સીદ્ધા આવતાં રોકી તેમને કલ્યાણ દરવાજા નીચે થોભવા કહેવું.

તાનાજી, શેલારમામા અને જગતસિંહને નિશ્ચયપૂર્વક ધાર્યું કે જો હમો પચાસ સિપાઇઓ સાથે કિલ્લા ઉપર ચઢી ગયા તો પછી કલ્યાણ દરવાજો ખોલી નાંખવામાં કંઈ અડચણ પડશે નહિ. અને જો ધારવા મુજબ દરવાજો ઉઘાડી શકાયે તો સમજી લ્યો કે આપણી ફતેહ. સૂર્યાજી તથા તેમના સૈનિકો નીચે તૈયારજ ઉભા હશે, તે દરવાજો ખોલતાંજ ઉપર આવીને ત્રાસ વર્તાવી દેશે. ઉપરના ઠરાવને સઘળાઓની અનુમતિ મળવાથી રાયાજીએ પોતાના એક વિશ્વાસ પાત્ર માણસને મોકલી ઉપર મુજબ નક્કી કરેલા સમાચાર કહેવરાવ્યા. એમ કરતાં કરતાં સાંજ પડી ગઇ અને અંધારું છવાવા લાગ્યું. વિચાર, વાતો અને તર્ક-વિતર્કમાં આખો દિવસ વ્યતિત થઇ ગયો એ દરમ્યાન તાનાજીના મૂખમાં પાણીનો એક છાંટો સરખો પણ પડયો નહોતો, તેની ઉંઘ, ભૂખ અને તરસ લુપ્ત થઇ ગઇ હતી. વળી બીજાઓને એ પૂછવાની ફુરસદ પણ કયાં હતી કે તમે કંઈ જમ્યા કે નહિ? પરંતુ શેલારમામાને કંઇક શક જતાં તેમણે પૂછયું. તેના જુવાબમાં વીર તાનાજીએ કહ્યું કે;—આજે મેં નિશ્ચય કર્યો છે કે, કિલ્લો આપણે સ્વાધીન કરી તે સતીને છોડાવ્યા સિવાય અન્ન-જળ લેવુંજ નહિ, જગતસિંહે પણ એવોજ જુવાબ આપ્યો. કદાચ

કોઇએ ઇચ્છા બતાવી હોત તોપણ ખાવા–પીવા માટે સમય હતોજ નહિ, એટલે એ બાબત ઉપર કોઇએ જરાપણ વાદવિવાદ કર્યોજ નહિ.

સૂર્ય અસ્તાચળ પહોંચી ગયો, સંધ્યા સમય થઇ ચુકયો અને તિમિરે દુનિયાં ઉપર પોતાનો પડદો નાંખવા માંડયો. એ વખતે શેલારમામાએ પોતાની ઘો બહાર કહાડી. એ ઘોની સહાયતાથી મહારાજ શિવાજીએ, તાનાજીમાલુસરે, યેસાજી ક. આદિએ કેટલાય કિલ્લા સર કર્યા હતા. એ ઉપરથી એ ઘોને શુકનીયાળ ગણી તેનું “યશવન્તા” નામ પાડયું હતું. શેલારમામાએ તેને પેટીમાંથી બહાર કહાડી તેના માથા ઉપર સીંદુરનું ટપકું કર્યું,"અને તેને માટે ખાસ બનાવી રાખેલી મોતીની જાળી પહેરાવી.

પાંચેક ઘડી રાત્રી વિતતાં યેસાજી કણુકર પોતાના માણસો સાથે નિયત સ્થળે આવી પહોંચ્યો. રસ્તો બતાવવાને માટે રાયાજીએ પોતાનો એક વિશ્વાસપાત્ર માણસ મોકલ્યો હતો. એક તો અંધારી રાત્રી, તેમાં વળી ભયાનક જંગલ, ઝાડ, ઝાંખરાં અને નાનાં–મોટાં વૃક્ષોથી લચીપચી રહેલું જંગલ; અને તે ઉપરાંત વળી જંગલી જાનવરોની ધાસ્તી! પરંતુ મહારાજ શિવાજીના હાથે કેળવાયલા માવલા વીર એવી આપત્તિઓની પરવા કરે એમ કયાં હતા? તેમણે એકદમ તાકીદથી ધારેલી મજલ કાપી નાંખી અને ઉપર બતાવેલા સમયે દ્રોણગિરિની તળેટીમાં આવી થોભી ગયા. આપણા ચાર વીરોની ચોકડી તો તે પહેલાંની ત્યાં પહોંચી ગઈ હતી; તેમને જોતાંજ યેસાજીના માણસોએ ઉત્સાહમાં આવી

જાઇ એકદમ "હર હર મહાદેવ"નો રણઘોષ કરી ઉઠયા. પરંતુ તરતજ યેસાજી તથા તાનાજીએ હવે પછી એવી ગર્જના કરવાની સખત મનાઇ કરી દીધી. છતાં તે ગર્જના કિલ્લા ઉપર પહોંચી ગઈ તે સાંભળી પહેરેદારે નીચેના આદમીને પૂછયું કે આ શું ગરબડ છે? તેના જુવાબમાં ચોકીવાળા મહારે કહ્યું કે ગરબડ કંઇ પણ નથી. આપ નિશ્ચીંત રહો. આ તો રાયાજીને ત્યાંના લગ્નની ગડબડ હજી ચાલી રહી છે. તેમને ત્યાં આવેલા મહેમાનો ભોજન કરી મોજમઝા અને ગમ્મતમાં પડેલા છે. એ સિવાય આપણા ચોકી પહેરા બરાબર છે! વાત પણ એમજ હતી, આજે કેટલાક દિવસથી રાયાજીને ત્યાં લગ્નની ધામ-ધૂમ ચાલુજ હતી. બહારના મહેમાનો આવતા અને જતા એટલે સ્વભાવિક ગરબડ રહ્યાજ કરતી હતી. એટલે પેલા અમલદારને એ બાબતમાં વધુ તપાસ કરવાની જરૂર દેખાઈ નહિ, તેમજ વધારે સાવધાનીની જરૂર પણ જોઈ શકયો નહિ.

સૈનિકોના અવિચારી ઉત્સાહને માટે તાનાજીએ તેમને પુનઃ ઠપકો આપી પોતાની ઘો બહાર કાડી અને તેને નમસ્કાર કરી બોલ્યા; "જય અમ્બાબાઇ હમારા પર કૃપા રાખજે." પોતાની પાસે ઉભેલા શેલારમામા તરફ નજર કરતાં તેમના હાથમાં "યશવન્તી" ને જોઇ બોલ્યા;-"મામા, તમો વૃદ્ધ અને હમારા પૂજય છો, એટલે યશવન્તીને તમારા હાથેજ ઉપર ફેંકવી જોઇએ. લ્યો, હવે ઇશ્વરનું નામ દઇ યશવન્તીને પ્રણામ કરી હું કહુ તેવી રીતે ફેંકી ઉપર વળગાડી દયો.

શેલારમામાએ ઘોની પુંછડી પકડી તેની સ્તુતિ કરી અને તેના માથા ઉપર કરેલા સીંદુરના ટપકામાંથી સીંદુર લઇ પોતાના કપાળે તથા અન્ય સર્વના કપાળે ચાંલ્લા કરી. અને અંબામાતાનું સ્મરણ કરી તાનાજીએ કહેલી જગ્યાનો અંદાજ કહાડી તે તરફ ઘોને જોરથી ફેંકી. પરંતુ કોણ જાણે તે દિવસે યસવન્તાને શુંય થયું હતું કે તે ઉપર ન જતાં પાછી ફરી. ઘોને પાછી ફરેલી જોતાંજ શેલારમામાનું હૃદય ધડકી ઉઠયું. અને મન સાથે વિચારવા લાગ્યા કે, ઉપર ફેંકેલી ઘોનું

પાછું ફરવું બહુજ અપશુકનની નિસાની છે. આજ સુધીમાં કેટલાય કિલ્લાઓ ઉપર યશવન્તીને ફેંકવામાં આવી છે પરંતુ આજની માફક કદી પણ તે પાછી પડીજ નથી. ગમે તે હો પરંતુ આજે માઠા બનાવનીજ આ નિસાની છે. એમ વિચારી વિકળ હૃદયે તાનાજીને કહ્યું; "તાના આજે શુકન સારા નથી. આ કાર્ય આજે કરવું ઉચિત નથી. આજ સુધીમાં કોઇપણ વખતે યશવન્તી પાછી પડી નથી આજે તેનું પાછું ફરવું અપશુકન સુચવે છે. ન કરે નારાયણ ને સવળાનું અવળું થઇ ગયું તો વળી પંચાત થઇ પડશે."

પરંતુ તાનાજીતો પ્રતિજ્ઞા કરી ચુકયા હતા કે આજ રાતના બાર વાગતા સુધીમાં કિલ્લો સ્વાધીન કરીને સાધ્વી કમલકુમારીને છોડાવીશજ. એટલે પછી શેલારમામાની સલાહ માનવાને માટે સ્થાન કયાં હતું? તેમણે ગુસ્સાભરી રીતે ઘોદની રસીને ઝટકીને કહ્યું;-યશવન્તે, આજના સિવાય બરાબર સતાવીશ કિલ્લાઓ પર તારા ઉપરબળ ચઢયા અને તું આજે

આણીને વખતે દગો દે તે હું કેમ સહન કરી શકું? જો હવે એકવાર ફરીથી તને ફેંકું છું. ત્યાં સારી જગ્યા જોઇ ચેંટી જશે તો તો ઠીક નહિ તો યાદ રાખ, તારા સતરસો ટુકડા કરી આ બધા માણસોને વાસી રોટલી સાથે ખાવા માટે વહેંચી દઇશ. એટલું બોલી તાનાજીએ યશવન્તીને પુનઃ ઉપર ફેંકી જાણે યશવન્તી તાનાજીની ધમકી સમજી ગઇ, અને પાછી નહિ ફરતાં સરસરાટ ઉપર ચડી જઇ એક ઉખડેલા ખુંચાવાળા સ્થાનમાં પોતાના પંઝા દબાવી ચોંટી ગઇ. યશવન્તીને સડસડાટ ઉપર ચઢતાં તથા ઉપર ચઢી ચોંટી ગએલી જોઇ નીચે ઉભેલાઓનો ઉત્સાહ વધી ગયો.

તાનાજીએ નીચે ઉભેલા દરેકને ઉદ્દેષી કહ્યું કે યશવંતી ઉપર બરાબર ચોંટી ગઈ છે કે નહિ તેની ખાત્રી પ્રથમ એક જણે ચઢી જોઇ કરવી જોઇએ, તો કોઇ ચઢે છે કે હું પોતેજ ચઢી જોઉં? એ શબ્દ તાનાજીના મોંમાંથી નીકળતાની સાથેજ મોહિતે, ચૌહાણ, માહડિક, કંક, કણેસર, જાદવ, યાદવ અને શેલાર મામા હું-હુ કરતાં આગળ આવ્યા. તે જોઇ તાનાજીએ કહ્યું કે હું તો ફક્ત તમારાં મન તપાસતો હતો. સૌથી પહેલાં તો હુંજ ચઢીશ. એ વાત તાનાજી સારી પેઠે જાણતા હતા કે જ્યાં સુધી હું આગળ નહિ પડું ત્યાં સુધી બીજાઓ ઉત્સાહિત નહિ થાય. ચઢતી વખતે તાનાજીએ શેલારમામાને કહ્યું કે એક ચઢી રહ્યા પછીજ બીજાએ ચઢવું. બબ્બે ત્રણ ત્રણ જણ સાથે ચઢવા જતાં વજન વધી પડવાથી કદાચ ઘો તુટી જાય, હું ઉપર પહોંચી મારૂં કામ કરી લઇશ. શેલારમામાએ કહ્યું કે પ્રથમ મને ચઢવા

દે, પરંતુ એટલામાં તો તાનાજીએ તલવારપટો કહાડી મોંમાં દબા-વ્યો અને ઢાલ; ધનુષ્યબાણુ અને ભાલો બરાબર ગોઠવી ઉપર ચઢવા માંડયું, અને જોત-જોતામાં ઉપર પહોંચી ગયા. તેમની પછી જગતસિંહને આગળ વધતાં બીજાઓએ અટકાવ્યા તેના જુવાબમાં તેમણે કહ્યું કે કૃપા કરી મનેજ જવા દો, કારણ કે હું ઉપરનો ભોમીયો છું જેથી ત્યાં શું બની રહ્યું છે તે જોઇ તેમને શંકેત કરીશ. જગત્સિંહના પગનો ઘા હજી પૂરેપૂરો રૂઝાયો તો નહોતોજ પરંતુ પોતે શૂરવીર હોવાથી પોતાની પ્રર-જથી પાછો કેમ હઠીજ શકે ? "જય એકલીંગજી" કહી તર-વાર પટો મોંમાં દબાવી જોત-જોતામાં ઉપર ચઢી ગયો. અને ત્યાં આજુબાજુ જોઈ નીચેવાળાઓને તાકીદે ઉપર આવવા ઈશારત કરી. નીચેવાળાઓનાં શરીર નીચે પણ પ્રાણ તો ઉપરજ હતા એટલે એક પછી એક પ્રત્યેક જણ ઝપાટાબંધ કિલ્લા ઉપર ચઢવા લાગ્યા.

તાનાજી કિલ્લા ઉપર જઇ એકજ બાજુએ ઉભા રહ્યા હતા. પરંતુ જગતસિંહ આજુબાજુની વ્યવસ્થા જોવા માટે આમતેમ ફરવા લાગ્યા. કિલ્લા ઉપરનું કોઇ માણસ તેને પૂછતું તો તરતજ પોતાની મારવાડી ભાષામાં તેનો રીતસર જુવાબ આપતો. જેથી કોઇને ભાવી દુર્ઘટનાનો સંશય પડતો નહિ.

કમઘો મારફતે જે જે માવલા વીર કિલ્લા ઉપર ચડતા તેમને પેટના બળે જમીન સાથે લપાઇ જવા તાનાજી કહેતા હતા. બારેક માવલા વીર ઉપર આવી જવા પછી તેમણે બે મેખ જમીનમાં ઘાલી બે દોરડાં લટકાવી દીધાં. એટલામાં ચુકારણુજ

તરફથી એક રાજપુત સિપાઈ આવ્યો તેણે ધાર્યું કે દ્રોણગિરિ તરફ કંઈપણ ગરબડ અવશ્ય છે. તેણે નીચેના પહેરેદારોને પૂછ્યું તેનો જુવાબ તેમણે અગાઉની માફકજ આપ્યો; એ જુવાબથી રાજપુત સિપાઈના મનનું સમાધાન ન થતાં તાનાજી ઉભા હતા તે બાજુએ તપાસ માટે આવવા લાગ્યો. તાનાજીએ ધાર્યું કે મામલો બગડી જશે પરંતુ મુસીબત તો એ હતી કે ઘોર અંધારી રાત્રી એટલે તે આવતા રાજપુતને તાનાજી જોઈ શકતા નહિ. પરંતુ તેને જોઈ શકવાની તાનાજીને જરૂર પણ નહોતી. કારણ કે તેમને શબ્દવેધી બાણ મારવાનું જ્ઞાન અને અભ્યાસ હતો. જેથી તેના પગના થતા અવાજ ઉપર અંદાજ બાંધી તીર છોડયું. તાનાજીએ તેની છાતીમાં વાગે એવી રીતેજ તીર છોડયું સમ્-સમ્ કરતું તીર તે રજપુતના હૃદયમાં ભોંકાયું અને તરતજ ધમ લઈને રાજપુત નીચે પડયો. ઉપસ્થિત થએલી આપ્રત આમ સહજમાં ટળી જતાં નીચે રહેલા દરેક દોરડાં વાટે કિલ્લા ઉપર ચડી આવ્યા.

કિલ્લા ઉપર આવી ગયા પછી નિયત કરેલા કાર્ય પૈકી પહેલું કામ ઝુકારબુર્જનો કબજો મેળવી કલ્યાણ દરવાજો ખોલી નાંખવાનું હતું. કારણ કે ઝુકારબુર્જ ઉપર એક ચકી તોપ ગોઠવેલી હતી. જેથી તાનાજીએ વિચાર્યું કે ઉક્ત તોપનો કબજો પહેલેથી લઈ લેવોજ જોઇએ. તેને સ્વાધીન કર્યા પહેલાં બીજા કાર્યની શરૂઆત કરતાં કદાચ રાજપુત સિપાઈઓ તેનો ઉપયોગ કરે તો મુસીબત ઉત્પન થાય. એટલે ઝુકારબુર્જનો કબજો પ્રથમ લઈ લેવાની જરૂર હતી. એ પ્રમાણે પોતાનાં દરેક માણસને

ચુપચુપ ગુકારબુર્જ તરફ લાવ્યા.

અગાઉ કહી જવામાં આવ્યું છે કે જે જગ્યાએથી તાનાજી પોતાના માવલા વીરોને લઇ કિલ્લા ઉપર ચઢયા હતા તે જગ્યાએથી ગુકારબુર્જ વચ્ચે એક દરવાજો આવેલો હતો એ દરવાજાને રોકી લઇ ગુકારબુર્જનો કબજો પ્રથમ લેવા નિશ્ચય કરવામાં આવ્યો છે. એ મુજબ પોતાની નાની સરખી ટુકડી લઇ પ્રથમ એ દરવાજા ઉપર પહોંચી ગયા. અને ત્યાંના પહેરાવાળાઓને ઠાર કરવા માંડયા. આ વખત માવલા વીરો શાન્ત રહ્યા હતા. પ્રથમની માફક હરહર મહાદેવ કે જય ભવાની માઈની ગર્જના કરી નહોતી. તાનાજીએ આ વખતની રણ-નીતિ દરેકને સમજાવી હતી કે, કિલ્લાની એક બાજુની ખબર બીજી બાજુએ ન પહોંચે ત્યારેજ નિ:શ્ચય પ્રાપ્તિની આશા રાખી શકાય. જો જરાપણ ગરબડ કોલાહલ થશે તો આખો કિલ્લો જાગૃત થઇ જશે અને કલ્યાણ દરવાજો ખોલી સૂર્યાજીને અંદર દાખલ કરવાનું કામ મુશ્કેલ થઇ પડશે. જેથી તેમણે પ્રત્યેક વીરને પુનઃ પુનઃ એજ સુચના આપી હતી કે, ઘણીજ ચપળતા અને દઢતાપૂર્વક સોંપેલું કાર્ય કરવું ગરબડ જરાપણ થવા દેવી નહિ. અદબ સાથે કહ્યા પ્રમાણે કામ કરવાનું માવલા લોકોને સારૂં આવડતું હતું એટલે એમાં ખામી આવેજ શાની? મોંમાંથી અવાજ કહાડવાની વાત તો દુર રહી પરંતુ જોરથી શ્વાસોચ્છ્વાસ સરખો પણ ન કહાડતાં ગુકાર દરવાજા ઉપરના સિપાઇયોને પણ ઠાર કરી નાંખ્યા. દરવાજો સ્વાધીન કર્યો તથા તે જગ્યાના સિપાઇયોને મારી નાંખવા છતાં ગરબડ એટલી તો કમી થઇ હતી કે

બુકારબુર્જ સુધી પણ તેનો અવાજ પહોંચી શક્યો નહિ. દરવાજા ઉપરના પઠાણ પહેરેદારો સમજી ગયા કે હમારો નાસ કરવા માટે સેતાનની સેના ઉપર આવી પહોંચી છે. એ વિચારથી તેઓ કાષ્ટ પુતળા જેવાજ બની ગયા હતા. પોતાની પાસેનાં હથિયાર વાપરવા કે ઉપાડવાના હોંશ કે શક્તિ તેમનામાં રહી નહિ. પઠાણ પહેરેગીરોને કાપી નાંખતાં માવલા વીરોનું લોહી તપી આવ્યું અને વધારે ક્રુર બની જોતજોતામાં બુકારબુર્જ સુધી આવી પહોંચ્યા. બુકારબુર્જ ઉપરના પહેરાવાળાઓ પણ હમેશ મુજબ ચંડુલ અગર તો કંસુબો પી તેના ઘેનમાં ઝોકા ખાઇ રહ્યા હતા અને જેઓ શુદ્ધિમાં હતા તેઓ અરસપરસમાં ઠઠ્ઠા મશ્કરી કરી રહ્યા હતા. માવલા વીરોએ ત્યાં પહોંચતાની સાથેજ તેમને કતલ કરવાનો આરંભ કરી દીધો. પહેરેગીરોને પોતાનાં હથીયાર શોધવાનો કે પાસેનાં હથીયાર વાપરવાનો વખત પણ ન મળ્યો. કોઇની બંદુક ખાલી હતી તો કોઇ છરા તથા ગોળીયોવાળો પટો ગળામાંથી કહાડી તેનો તકીયો કરી સુઇ રહ્યા હતા, એવા નિશ્ચીંતપણે બેઠેલા ઉપર માવલાઓનો હુમલો! એમાં પૂછવાનું હોયજ શું? બુર્જ ઉપરનાં માણસોમાંથી એકપણ જીવતો રહ્યો નહિ. એક માવલા વીરે સમયસૂચકતા વાપરી તોપની કળમાં ન ઉખડી શકે એવી ખીલી ઠોકી દીધી. એ મુજબ કોઇને પણ ખબર પડયા સિવાય તાનાજીએ એક બુર્જનો કબજો મેળવી લીધો. હવે તેમની નજર કલ્યાણ દરવાજા તરફ વળી.

કિલ્લામાં આટલી મારફાડ થએલી હોવાથી હવે આ બીના વધુ વખત સુધી છુપી રહેવાનો સંભવ બહુજ થોડો હતો. કિલ્લા

અંદર રહેતા સિપાઇઓને વહેમ ગયો કે આજે ગુકારબુર્જ તરફ કંઈ બની રહ્યું છે. શું બને છે તે જોવાની ઇચ્છાએ તેઓ આમ તેમ જવા લાગ્યા. તેઓ જાણતા હતા કે આજે ફાગણવદી નોમ છે એટલે ઉદયભાનુ કમલકુમારી સાથે નિકાહ કરશે એટલે ગડબડ હોય એમાં કંઇ નવાઇ નથી. પરંતુ તે જોવાના ઇરાદાથી કેટલાક સિપાઇઓ પોતાનાં હથીયાર ઠેકાણે મૂકી શાન્તિપૂર્વક આવજા કરી રહ્યા હતા. એક સિપાઇ ગુકારબુર્જ તરફ ગયો અને ત્યાંથી પાછો ફરી બીજાઓને કહેવા લાગ્યો કે આજે પાછલા ભાગમાં કંઈ ગરબડ છે એ વાતને એના સાથીયોએ હસી કહાડી અને તેની મશ્કરી કરવા લાગ્યા.

તાનાજીએ કલ્યાણ દરવાજે પહોંચી ત્યાંના પહેરાવાલાઓને ઠાર કરી નાંખી દરવાજો ઉઘાડી નાંખ્યો, અને પોતાના ભાઇ સૂર્યાજીની તથા તેમના સૈન્યની રાહ જોવા લાગ્યો. તેમણે ધાર્યું કે જયાં સુધી સૂર્યાજી તથા તેમનાં માણસ ન આવી પહોંચે ત્યાંસુધી પોતાનાં ફક્ત ૪૬ માણસો સાથે બે હજાર માણસો સામે હુમલો કરવામાં ડાપણ નહોતું. એકચક્રી તોપવાળા ગુકારબુર્જનો તથા બે દરવાજાઓનો તેમણે કબજો લઇ લીધો હતો. હવે કિલ્લાની વચ્ચેના ભાગમાં પોતાના ભાઈ સૂર્યાજીની મદદ સિવાય હુમલો કરવો તેમને વ્યાજબી નહોતો. તેણે ધાર્યું કે અત્યારસુધીનું બધું કામ ચુપચુપ થઈ શક્યું છે, પરંતુ હવે શોરબકાર થયા સિવાય આગળ કામ ચાલી શકે તેમ નથી. જેથી તેમણે પોતાના સાવલાવીરોને સૂર્યાજીના આવતા સુધી એકપણ શબ્દ ન બોલવાની આજ્ઞા કરી. તાનાજીના સુભાગ્યની વાતતો એ હતી કે આટલી

મારફાડમાં તેમનો ફક્ત એકજ માણસ માર્યો ગયો હતો.

આ બાજુએ જગતસિંહ કિલ્લા તરફ જઇ પહોંચ્યો, ત્યાં તેને તેનો મિત્ર વિશળદેવ મળ્યો. તેણે જગતસિંહને જોતાંજ આશ્ચર્યપૂર્વક પૂછયું; જગતસિંહ ! તમે ત્રણચાર દિવસથી કયાં ગયા હતા ?

જગતસિંહે ધીમેથી જુવાબ આપ્યો: વિશળદેવ ! તારા પ્રશ્નનો જુવાબ પછીથી આપીશ, હમણાં વખત નથી. પ્રથમ તું એ કહે કે કમલકુમારીની શું ખબર છે ?

વિશળદેવે નિરાસાપૂર્વક કહ્યું:–દેવળદેવીને બળપૂર્વક કમલકુમારીથી જુદી પાડી જુદા મહેલમાં હબસણોના પહેરા નીચે રડતી–કકળતી મૂકી છે. રાખી છે, અને કમળકુમારીને પણ ત્યાંથી ખસેડી રાજમહેલમાં લઈ ગયા છે. એટલે હવે ત્યાં કંઈ પણ સંદેશ પહોંચાડી શકાય તેમ નથી.

ઉપરની હકીકતથી જગતસિંહ બહુ દીલગીર થયો. અને ત્યાંથી તરત પાછો ફર્યો, હજી મધ્યરાત્રી થઇ નહોતી, પરંતુ તે નહોતો ધારતો કે ઉદયભાનુ બે કલાક સુધી થોભી રહેશે. એ વિચારથી તે તાનાજી પાસે જવા માટે કલ્યાણ દરવાજા તરફ દોડયો. તે ધારતોજ હતો કે એ લોકો કલ્યાણ દરવાજે આવી પહોંચ્યા હશેજ.



# પ્રકરણ ૧૨ મું.

## વીર પ્રતિજ્ઞાનો વિજય.



ફતેહ કરીને આગળ વધશું, અથવા અહીંયાં મરશું;
પણ લીધેલું તે પાળીશું, રે વર્જીરનું કરશું.

કવિ નર્મદ.

\+ + + +

છે ભીષ્મ પ્રતિજ્ઞા કરી અમે, કો વચન પુઠે મરશું;
ચ્હાય વિધિના લેખ ફરે, પણ હમે નહિ ફરશું.

× × × ×

ચ્હાયે પ્રભૂ આવે ચૂકાવા, સતિ સત્ ચૂકે નહિ;
બળી જાય સીંદળી તોયપણ, નિજ વળ કદી મૂકે નહિ.

× × + ×

દીવાનો.

કિલ્લા અંદરના રાજભુવનમાં કમલકુમારી તદ્દન હતાશ બની એજ વિચાર કરી રહી હતી કે શિયળ રક્ષણ માટે પ્રાણની આહુતિ કઇ રીતે આપી શકાય. તે પળે-પળે ભાવિ વિટમ્બનાને પોતાના સમીપ આવતી જોઈ રહી હતી. ચોકી પહેરા ઉપર જે હબશણો રોકવામાં આવી હતી તેઓ બહુજ સાવચેતીથી

પહેરાનું કામ કર્યા કરતી હતી. વળી ઉક્ત હબશણોનો ચહેરો એવો તો ભયાનક હતો કે બિચારી કમલકુમારી તેને જોતાંજ અધમુઇ થઇ જતી હતી. જ્યારથી દેવળદેવીને તેની પાસેથી જુદી પાડવામાં આવી ત્યારથી તેની આંખોમાં એકસરખો અશ્રુ-પ્રવાહ વહ્યા કરતોજ હતો- પરંતુ તે જેમ જેમ ભાવિ દુર્ઘટનાને પોતાની નજીક આવતી દેખવા લાગી તેમ તેમ તેનો અશ્રુપ્રવાહ અદ્રશ્ય થવા લાગ્યો. અને અંતમાં તેની આંખોમાં અશ્રુનું એક પણ બિંદુ રહેવા પામ્યું નહિ ! છેલ્લા ત્રણ માસથી તેનું સર્વસ્વ ફક્ત દેવળદેવીજ હતી. તે પણ તેની પાસે રહેવા ન પામી તો પછી રવે રહ્યુંજ શું ? એ સ્થિતિમાં ચારઘડી વીતિ ગઇ, રાત્રીનો એક પહોર ખલાસ થઈ ગયો. હવે મધ્યરાત્રી થવામાં ફક્ત ચાર ઘડીજ બાકી હતી, તે વખતે કાજીસાહેબને સાથે લઇ ઉદયભાનુ કમલકુમારીના રૂમમાં ગયો. તેને જોતાંજ કમળકુંમારીને કમકમી આવી ગઇ અને શરીર ધ્રુજવા લાગ્યું. પોતાના મૃત્યુને પ્રત્યક્ષ જોઇ જેટલી ન ડરે તેટલી તે કાળથી પણ કઠોર હૃદયવાળા ઉદયભાનુને જોઇ ભયભીત થઈ ! તે ઉભી થઈ જવાનો પ્રયત્ન કરતી હતી, પરંતુ અત્યારે એટલી શક્તિ પણ એનામાં ક્યાં હતી ? બિચારી બેઠી બેઠી ઉદર્ધ્વ શ્વાસ કહાડવા લાગી. ઉદય-ભાનુ તોરપૂર્વક તેની સામે જઇ કપટપૂર્ણ શબ્દો બોલવા ગયો.

" કમલકુમારી ! હવે મારી સાથે તારાં લગ્ન થવામાં ફક્ત ત્રણચાર ઘડીજ બાકી રહી છે. લગ્ન પ્રસંગે વહુ-વરે આનંદમાંજ રહેવુંજ જોઇએ. પરંતુ તું ગાંડીના જેવું આ શું કરી રહી છે ? ઉઠ, હવે શોક કરવો તજી દે ! જો, સામે કાજીસાહેબ ઉભા છે,

તેમની પાસે ઇસ્લામ ધર્મની દીક્ષા લઇ લે કે આપણે નિકાહનું કામ શીઘ્રતાથી પરવારી લઇએ. શું તું હજી એમ ધારી શકે છે કે કોઇ આવી તને છોડાવી જશે ? અરે, હવે તો સીસોદીયાના સર્વસ્વ સ્વયં: એકલિંગજી આવે તોપણ મારા હાથમાંથી તને છોડાવી શકે એમ નથી. તો પછી તું આવી રીતે તારા આત્માને દુઃખ શામાટે આપી રહી છે ? ચાલ, આમઆવ, જોતો ખરી કે કાજીસાહેબ તારી તરફ જોઇ રહ્યા છે. ”

ઉદયભાનુ બહુ મીઠી–મીઠી વાતોદ્વારા પોતાનું ગૃહસ્થપણું બતાવી રહ્યો હતો. પરંતુ તેનો પ્રત્યેક શબ્દ તપેલા તેલના છાંટા જેવો કમલકુમારીના કાનને બાળતો હળાહળ ઝેરની પેઠે હૃદયને ચીરી નાંખતો હતો. તેના મનમાં થતું કે ઉદયભાનુને ખુબ ધિક્કારૂં, પરંતુ મોંમાંથી એક શબ્દ પણ નીકળી શકતો નહિ. અને નીકળી પણ શી રીતે શકે ? પોતાની તરફનાં નમ્રતા ભરેલાં વચનોના જુવાબમાં કમલકુમારીને, એક શબ્દ પણ ઉચ્ચારતાં નહિ જોવાથી ઉદયભાનુ એકદમ ગુસ્સે થઇ ગયો ! અને કમલકુમારીને પકડી ઉભી કરવા માટે આગળ ધસ્યો. પોતાની સમીપ ઉદયભાનુને આવતો જોઇ કમલકુમારીનું નષ્ટ થએલું ધૈર્ય જાણે એકાએક પાછું આવ્યું. તે એકદમ સ્ફુર્તિની સાથે ઉભી થઇ ગઇ. એટલુંજ નહિ પરંતુ રણ–ચણ્ડીનું સ્વરૂપ ધારણ કરી બોલી:–ઉદયભાનુ ! જો તારા હૃદયમાં જરાપણ દયા હોય, તારા અંતઃકરણમાં લજ્જાને જરાપણ સ્થાન હોય, તો મને જરાપણ છેડીશ નહિ. અત્યારસુધી મારામાં ધૈર્ય નહોતું પરંતુ હમણાંજ તે આવી ગયું છે. યાદરાખ, ઉદયભાનુ ! તારા કલંકિત હસ્તને મારા તરફ

લંબાવ્યા, યા મારા પવિત્ર શરીરને અડકવાની ચેષ્ટા કરી તો સમજી લેજે કે આ દુનિયામાં તું નથી કે હું નથી ! એક ભૂખી વાઘણની પેઠે કે છંછેડાયલી નાગણની પેઠે મારે જે કંઇ કરવું હશે તે કરીશ. આ દેહમાં જ્યાંસુધી પ્રાણ છે ત્યાંસુધી તો તું તેને અડકી શકનાર નથીજ. નિર્જીવ શરીર કદાચ તારે પકડવા માટે રહી જાય તો ભલે !

સ્ફૂર્તિની સાથે કમલકુમારીને ઉભી થતાં જોઇ તથા તેના વીરતા અને આવેશ ભરેલા શબ્દો સાંભળી ઉદયભાનુ જરા પાછળ હઠી સ્થંભીતબની ઉભો હતો. બુઢ્ઢા કાજીને પણ કમલકુમારીની દયા આવી ગયલી દેખાતી હતી. તેમણે જરા આગળ વધી કમલકુમારીને કહ્યું:–

" બેટી કમળ ! તું વ્યર્થ ગાંડપણ શામાટે કરી રહી છે ? તારૂં આવું સુંદર શરીર શું અલ્લાહતાલાએ લાકડાંના જોડા સાથે ( પાદુકા–પાવડી ) બાળી નાંખવા માટેજ બનાવ્યું છે ? યા અલ્લાહ ! યા અલ્લાહ ! આ હિંન્દુઓનું કેવું ગાંડાપણું ? જો તો ખરી, ઉદયભાનુ શૂર, મર્દ, ખુબસુરત અને વળી તારી જાતનાંજ રાજપુત છે એની સાથે સાદી કરવાથી તું કેવડા મોટા દરજ્જા ઉપર પહોંચીશ ? આખા દક્ષિણ પ્રાંતની તું સુબેદારણી કહેવાશે ? આવબેટી, શાન્તથા ! આવી ખોટી હઠ શામાટે કરે છે ? મને તું તારો બાપજ સમજ. મારી ઉમર પણ એટલીજ છે, બેટી કમળ ! મારી આ સલાહનો તું સ્વીકાર કર !

" બાપ " શબ્દ સાંભળતાંજ કમલકુમારીનું તમામ ધૈર્ય નષ્ટ થઈ ગયું. તે એકદમ "પિતાજી ! પિતાજી ! હાય ! તમારી

આ વહાલી પુત્રીની આ દશા! કોણજાણે ક્રુર એ બે તમારી કોય દુર્ગતિ કરી હશે? હા ઇશ્વર! હા! એકલિંગજી મહારાજ! બોલતી અને પોતાનું મસ્તક ભીંત સાથે પછાડતી જમીન ઉપર પડી ગઈ. તેનામાં પ્રથમ જે આવેશનો આવિર્ભાવ થયો હતો તે પિતાનું સ્મરણ થતાંજ નષ્ટ થઇ ગયો. તેને જમીન ઉપર પડેલી જોઈ ઉદયભાનુ પુનઃ બોલ્યો; "કમલકુમારી! હવે તારે તારા બાપને યાદ કરવાજ ન જોઇએ. કોણજાણે કયારનાય તે સ્વર્ગનો રસ્તો પકડી ગયા છે. હવે ફક્ત મારા સિવાય તારો કોઈ આધાર કે વાલી રહ્યું નથી. પરંતુ આશ્ચર્ય છે કે જેમ જેમ હું તારા નજીક આવવાનો પ્રયત્ન કરૂં છું તેમ તેમ તું દુર ભાગતી જાય છે. બોલ હવે કોનો વાંક છે? આવ ગાંડી ન થા, હવે મારા સિવાય તારો કોઇ માલિક નથી, એટલું બોલી તેનો હાથ પકડી ઉભી કરવાના ઉદ્દેષથી ઉદયભાનુ, દઢતાપૂર્વક આગળ વધતો હતો એટલામાં નીચેથી "તોબા" "તોબા" નો શબ્દસંભળાયો.

ઉક્ત શબ્દને સાંભળતાંજ ગુસ્સે થઇ ઉદયભાનુએ કહ્યું;—શું છે? એટલે એક રાજપુત સિપાઇ અંદર આવી બોલવા લાગ્યો;—"હજરત કંઇ કહેવા જેવી વાત રહીજ નથી, જયાં અને ત્યાં શેતાનો ફેલાઇ ગયા છે. અને આખા કિલ્લામાં લોહીની નીકો વહેવરાવી દીધી છે. જયાં જુઓ ત્યાં ખુનામરકીજ ચાલી રહી છે. એ મરાઠાઓની ઓલાદ કેવી ભયાનક છે, કંઇ સમજાતુંજ નથી કે–કયાંથી આવ્યા, શી રીતે આવ્યા અને કેટલા આવ્યા? બાપરે બાપ! તેમનો માર પણ કેવો સખ્ત છે કે જયાંને ત્યાં

આપણા સૈનિકોજ કપાઇ જાય છે, મજબુતમાં મજબુત લડવૈયા પણ તેઓની સામે ટકી શકતા નથી. કેટલાય સૈનિકોએ કિલ્લા ઉપરથી નીચે ઝુકાવી પ્રાણ ત્યાગ કરી દીધા છે. કેટલાક યુક્તિ-દ્વારા નીચે ઉતરી નાસી છૂટયા છે. હવે તો આપના આવ્યાથી બાજી બદલાય તો બદલાય, નહિ તો સૈનિકો મરશે અને કિલ્લો આપનાં સ્વાધીનમાંથી જશે !"

આજ સુધીમાં ઉદયભાનુએ તાબાના કોઇપણ નોકરનું આટલું લાંબું વ્યાખ્યાન સાંભળ્યું નહોતું. અને કોઇ બીજા સમયે આવી આટલું બોલત તો ઉદયભાનુ પ્રથમ તો બોલનાર યાને કહેવા આવનારનોજ શિરચ્છેદ કરી નાંખત! પરંતુ આ બધી બીનાઓ એવી તો આકસ્મિક બની કે કોણ કહે છે અને શું કહી રહ્યો છે એનીજ એને ગમ ન પડી. એટલુંજ નહિ પરંતુ પોતે શું સાંભળી રહ્યો છે એનું પણ એને ભાન નહોતું. ખબર લાવનારનું ભાષણ હજી તો ચાલુજ હતું, તેને રોકી વચમાંજ ઉદયભાનુ બોલી ઉઠયોઃ-અય બદમાશ ! કોણ મરાઠા ? શી રીતે કિલાપર આવ્યા ? શું મારા ખરા આનંદના વખતમાં વિઘ્ન નાંખવાજ બકી રહ્યો છે ? અરે, ગમે તે થઇ જાય, પરંતુ આની સાથે નિકાહ પઢયા સિવાય હું બહાર આવનારજ નથી ! આપ્યે કાજી સાહેબ, જરા આગળ આવો. વધારે બોલવા જતો હતો પરંતુ એટલામાં નીચે પુનઃ તોબા-તોબા, અલ્લાહ-અલ્લાહનાં ઘુમરાણે કાન ફાડી નાંખવા માંડયા. આ બનાવથી ઉદયભાનુ સંતપ્ત અને ગાંડા જેવો બની ગયો, અને મોંમાંથી સહજ નીકળી પડયું કે આ બધું તોફાન રાયાજીનુંજ છે. હું હાલજ તેનો

શિરચ્છેદ કરી નાંખું છું. અરે, એટલુંજ નહિ પરંતુ તેની સમસ્ત જ્ઞાતિનું સત્યાનાશ આવતી કાલેજ વાળી નાંખીશ!

એટલું બોલતામાં તો તેનામાં વીરતાનો આવિર્ભાવ ઉત્પન થઈ ગયો. તે ત્યાંથી છલંગ મારી બહાર આવી જુવે છે તો જ્યાં ને ત્યાં મારામારી, કાપાકાપી, દોડધામ અને બુમરાણુજ મચી રહ્યું છે! કિલ્લાની આજુબાજુ લોકોની ભીડ જમી ગઇ છે. અને ચારે બાજુથી મરાઠાઓની 'હરહર–મહાદેવ' ની પ્રચંડ ધ્વનિ સંભળાઇ રહી છે. સર્વત્ર ગાઢ તિમીર છવાયેલું હોવાથી કોણ મરે છે અને કોણ મારે છે એ નહિ સમજાતું હોવાથી મસાલો સળગાવવાનો હુકમ કર્યો. ઉદયભાનુ સમજી ગયો કે આ સમય કટોકટીનો છે, એટલે જુસ્સાદાર વાણીમાં પોતાના રાજપુત સીપાઇયોને લલકારતો અને પોતાની શમશેર ફેરવતો ફેરવતો મેદાનમાં આવી પહોંચ્યો.

કમલકુમારીવાળા મહેલમાં તેને ખબર આપનાર રાજપુત સિપાઇ ઉદયભાનુના જવા બાદ થોડો વખત ત્યાં થોભી, ઉતાવળમાં ને ઉતાવળમાં કમલકુમારીને કહેવા લાગ્યો કે;–"કમલકુમારી! હવે ડરીશ નહિ, નિશ્ચીંત રહે. તું છુટી થએલીજ સમજ. હવે હું તારી સખીને છોડાવવા જાઉં છું." એટલું બોલીને સિપાઇ પણ ઉદયભાનુની પાછળ–પાછળ ચાલી ગયો. અવાજ ઉપરથી કમલકુમારીએ બોલનારને ઓળખી લીધો, અને આનંદ-પૂર્વક માથુ ઉંચું કરી તેને જોવા લાગી. પરંતુ સંદેશો કહેનાર વ્યક્તિ તો ત્યાંથી અદૃશ્ય થઇ ગએલી જોઇ. તેમજ તેને સતાવનાર પણ ત્યાં હાજર નહોતો. ફક્ત કાજી સાહેબ ડરના માર્યા

એક ખૂણામાં દબાઈ બેઠા હતા.

તાનાજીએ કલ્યાણ દરવાજા ઉપર સૂર્યાજી તથા તેમના સૈન્યની બહુ વખત સુધી રાહ જોઈ; પરંતુ તેઓ ટાઇમસર આવી પહોંચ્યા નહિ. જેથી પોતાની સાથેનાં માણસોથીજ આગળ વધવાનો વિચાર કર્યો. જગતસિંહ તાનાજીની સાથેજ હતો. અને બુઢ્ઢા શેલારમામાએ તો આજે રાતના ગજબજ કરવા માંડયો હતો.

થએલી મારફાડ અને દોડધામથી રાજપુત સિપાઇઓ પણ સાવધાન થઈ ગયા. અને ધૈર્યપૂર્વક લઢવા લાગ્યા. શુરવીર તાનાજીએ આગળ આવી લઢતાં લઢતાં શત્રુઓને છેક કિલ્લાની દીવાલ સુધી પાછા હઠાવી દીધા, એટલામાં જગતસિંહ કિલ્લાની અંદરજઈ બાકીના સૈન્યમાં ખળભળાટ ઉત્પન કરવાના ઉદ્દેશથી બૂમ પાડવા લાગ્યો કે, બાપરેબાપ ! ઉદયભાનુ કયાં છે ? એમને કોઈ આ વાતની ખબર પહોંચાડો કે કાફિરોએ કિલ્લો સર કરી નાંખ્યો. તોબા–તોબા, આતો મરાઠા નહિ પણ શૈતાન છે એમ બોલતો તે કમલકુમારીના મહેલસુધી વગર હરકતે જઇ પહોંચ્યો અને અણીને વખતે ઉદયભાનુને ઉપર મુજબ હકીકત કહી જેથી તે પણ કંપી ઉઠયો; તેના રંગમાં–ભંગ પડયો; અને નિકાહની મઝા ઉડી ગઈ. એ મુજબ પોતાનું કાર્ય સાધી ઉદયભાનુની પાછળ–પાછળ તે પણ બહારજ નીકળ્યો. હવે વાંચક સમજી ગયા હશેજ કે ઉદયભાનુને ખબર આપનાર જગતસિંહજ હતો. ત્યાંથી નીકળી તે દેવળદેવીના મહેલ તરફજ ગયો, પરંતુ તેમાં પ્રવેશ કરવાનો મોકો હાથ લાગ્યો નહિ. એટલામાં કલ્યાણ દરવાજેથી સૂર્યાજી તથા તેમનું સૈન્ય આવી પહોંચ્યું તેમ ઉદયભાનુના લલકારથી

રાજપુત સૈન્ય પણ સાવધાન થઇ ગયું હતું એટલે કિલ્લાના મેદાનમાં પ્રચંડ રણ—તાણ્ડવનો આરંભ થઇ ગયો. કેટલાક સૈનિકો પરસ્પર મલ્લયુદ્ધ કરી રહ્યા હતા, કેટલાક તરવારોના પટા અને દાવપેચ ખેલી રહ્યા હતા, કેટલેક ઠેકાણે સમડીયો પેઠે ઉડતાં તીર શમ્—શમ્ અવાજ કરતાં આવી સૈનિકોના શરીરમાં પેસી જતાં હતાં કેટલાક રાજપુતો ડાબા હાથમાં મસાલ ઝાલી જમણા હાથે તરવાર ઝાલી લડવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. કારણકે પ્રકાશની ગેરહાજરીમાં તેઓ લડી શકતા નહિ. અર્થાત્ તેમનો એકજ હાથ કામ કરી રહ્યો હતો, આ બાજુએ મરાઠાઓ, તેઓની મસાલના પ્રકાશનો લાભ લઇ રહ્યા હતા. અને પ્રકાશ નહોત તોપણ શિવાજીના મરાઠાવીરો અંધારામાં ફક્ત શબ્દથી થતા અવાજને આધારે લડવામાં ઉસ્તાદ હતા.

એક તરફ સૈન્યની વિકટ લડાઇ ચાલી રહી હતી, બીજી બાજુએ કિલ્લા અને કલ્યાણ દરવાજાની વચ્ચમાં ભૈરવના મંદિર પાસે ઉદયભાનુ ભૈરવનાદ કરતો આવી પહોંચ્યો. ઉદયભાનુને જોતાંજ વીર તાનાજી તલપમારી તેની સામે આવી ઉભો. પરસ્પર બંન્ને સરદારોના યુદ્ધની શરૂઆત થઇ ચુકી. અને થોડીજ ક્ષણોમાં એ બંન્નેની લડાઇએ ગંભીર રૂપ પકડી લીધું. અને એક—બીજાને મારી નાંખવા માટે ભાગીર્થ પ્રયત્ન કરી રહ્યા હતા, એ સમયે જગતસિંહ શત્રુઓનાં શિર ઉડાવતો—ઉડાવતો ત્યાં આવી પહોંચ્યો. ઉદયભાનુ તથા તાનાજીની યુદ્ધ—નિપુણ્તા જોઇ આશ્ચર્ય અને આનંદ પામ્યો, અને મોંમાંથી એક શબ્દ પણ કહાડયા સિવાય બંન્નેના દાવપેચ જોવા લાગ્યો. તેણે જોયું કે બન્નેજણ શુરવીર

યોદ્ધા છે. કેમ ન હોય ? એક બાજુએ છત્રપતિ મ્હારાજા શિવાજીના લંગોટીયા મિત્ર અને બીજી બાજુએ ગમેતેટલો ફેરફાર થઇ ગયો હોવા છતાં સીસોદીયા વીર્યથી ઉત્પન થએલો ઉદયભાનું, બન્ને વચ્ચે ફરક એટલોજ હતો કે તાનાજીએ અત્યાર અગાઉ કેટલા કલાકોથી લડાઈમાં ઝંપલાવ્યું હતું અને ઉદયભાનુ હમણાંજ યુદ્ધક્ષેત્રમાં આવ્યો હતો. એટલું છતાં પણ બન્નેની તરવારવાળા હાથ બહુજ સફાઇ અને સ્ફુર્તિની સાથે ચાલી રહ્યા હતા. કેટલીક વખત બન્નેજણુની તરવાર અથડાઇ પડવાથી વિજળી જેવો પ્રકાશ થઇ અંદરથી અગ્નિ ઝરતો હતો. તથા કેટલીક વખત તરવારોનો પ્રકાશ પણ વીજળીના ઝબકારા સમાન જણાતો હતો. એક બીજાનો ઘા યુક્તિપૂર્વક ઢાલમાં ઝીલી લેતા હતા. ઢાલ ઉપર પડતા ઘા ખસાખસ અને કચાકચ શબ્દ કરી રહ્યા હતા. આજુબાજુના સૈનિકોમાં પણ એ મુજબજ યુદ્ધ મચી રહ્યું હતું. બન્ને બાજુના અમલદારો પોતાના પક્ષને લલકારી વિજય પ્રાપ્તી માટે ઉત્તેજન આપી રહ્યા હતા. શત્રુની સાથે લડતાં તથા ઘા કરતાં પણ જયજયકાર અને ઉત્સાહવર્ધક ઉચ્ચારો કરી રહ્યા હતા.

તાનાજી અને ઉદયભાનુ વચ્ચે એક બીજાને પાડવાની વિલક્ષણ સ્પર્ધા ચાલી રહી હતી. નાટકના વીરોની માફક તે એક બીજાના ઉત્તરમાં વ્યાખ્યાન કરી શબ્દોની વૃષ્ટિ નહોતા કરતા હતા. પરંતુ પોતાના ઉપરના દાંતથી નીચલા હોઠને દબાવી પોતાના કળા ભરેલા બળ અને દાવપેચની કુશળતાનો પ્રયોગ શત્રુ ઉપર કરી એક બીજાને પાડવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

બન્ને જણને પાંચ-પાંચ કે સાત-સાત ઘા વાગી ચુકયા હતા. તે ઘાવમાંથી નદીના ઝરણાની પેઠે ખળ-ખળ લોહી નીકળી રહ્યું હતું, એટલામાં તાનાજીની ઢાલ ઉપર ઉદયભાનુનો બળપૂર્વકનો ઝટકો વાગતાની સાથે ઢાલ તુટી ગઇ, તેને તાનાજીએ ફેંકી દેવીજ પડી. ફેંકેલી ઢાલને બદલે બીજી ઢાલ આવા પ્રસંગે કયાં લેવા જવાય ? તેથી તેમણે જમણા હાથે તરવાર ફેરવતાં અને શત્રુના ઘા ઝીલતાં ડાબા હાથે કમરપટો છોડી તેનું ઘુંચળું પણ એજ હાથે બનાવી તેને ઢાલના ઉપીયોગમાં લીધો. પરંતુ પટો ઢાલની ગરજ સારી શકે ? ઉદયભાનુએ શત્રુના સંકટ સમયનો લાભ લેવામાં બાકી રાખીજ નહિ. તથાપિ તેને શીઘ્ર વિજય પ્રાપ્તિ થઇ શકી નહિ. આ સમયે જગતસિંહ પણ યુદ્ધમાં પડયો હતો તેણે તાનાજી તરફ નજર કરી જોયું કે હવે થોડીજ ક્ષણોમાં તાનાજી જમીન ઉપર પડી જશે. ઉદયભાનુ આરામ ભોગવી હમણાંજ આવેલો છે, અને તાનાજી તો બે પ્રહરથી આવીજ રીતે લડી રહ્યો છે, માટે હવે આ પ્રસંગે તાનાજીની સહાયતા કરવીજ જોઇએ, એ વિચારથી તેણે પોતાનો માર્ગ બદલી તાનાજી તરફ જઇ પહોંચવાનો પ્રયત્ન કરવા માંડયો, એટલામાં તાનાજીના તરવારવાળા હાથ ઉપર ઉદયભાનુની તરવારનો સખત ઘા પડયો, ઘા પડતાની સાથેજ તરવારવાળો હાથ કપાઇ જમીન ઉપર પડયો. તરવારવાળો હાથ જમીન ઉપર પડેલો જોઇ ઉદયભાનુએ મોખો જોઇ એક ઘા તેની ગરદન ઉપર કર્યો, એ ઘા પડતાની સાથેજ વીર તાનાજી જમીન ઉપર ઢળી પડયો. આટલેથી સંતોષ ન રાખતાં ત્રીજો ઘા ઉદયભાનુએ તેની છાતીપર માર્યો, આ છેલ્લો

ઘા તનાજીના હૃદયમાં ઉતરી ગયો " હાય ! મહારાજ ! નહોતું ધાર્યું કે આજ આપની આ સેવા અન્તિમ હશે; પરંતુ નહિ; આજજ આપની સેવાનું ફળ સમાપ્ત થયું. દૈવ ઇચ્છા !" એટલા શબ્દો કહાડી તાનાજીનો પ્રાણપંખેરૂ ઘાયલ થએલું શરીર તજી ઉડી ગયો. પોતાના પ્રતિપક્ષીને આમ હિચકારા ભરી રીતે મારીને પણ ઉદયભાનું તૃપ્ત નહોતો થયો. હજી તેને ઉમેદ હતી કે તાનાજીના મૃતક દેહને ગાળો દઉં તથા તેની પવિત્ર લાશને ઠોકરે ઉડાવીનેજ અત્રેથી વિદાય થઉં ! તાનાજીના મોં સામે જોઈ તેણે કહ્યું. " હે કાફર ! જા, દોઝખમાં જા ! શૈતાનના રાજ્યમાં જા ! અને ત્યાં જઇ કહેજે કે મને ઉદયભાનુએ મોકલ્યો છે. " એ શબ્દો તેણે જોરપૂર્વક બોલી લાશને લાત મારવા માટે પગ ઉપાડયો એટલામાં તો તે ઉપડેલા પગ ઉપર તરવારનો એક ઝટકો પડયો, ઝટકો વાગતાંજ પગ કપાઇ ગયો અને તેના કાનોમાં નીચેના શબ્દોએ પ્રવેશ કર્યો. " અરે દુષ્ટ, કુલાંગાર ! પવિત્ર સીસોદીયા રાજપુત વંશમાં ઉત્પન્ન થઇ તું ક્યાં સુધી, આવાં હિચકારાં કૃત્ય કર્યાં કરશે ? સમરાંગણમાં જે વીરનર સાથે બરાબર ચાર ઘડી સુધી યુદ્ધ કર્યું તેના મરી ગયા બાદ તેની વંદના કરવાને બદલે લાત મારવા માટે પગ ઉપડે છે ? આવ હવે તારી શુરવીરતા મારી સામે બતાવ ! આવતા અવાજ તરફ ફરીને જોતાં પોતાના પરિચયમાંનો કોઇ માણસ ઉદયભાનુએ ન જોયો, પરંતુ તેની ભાષા મેવાડી અને જાતે રજપુત હોવાની ખાત્રી થઇ, પરંતુ મરાઠાઓ તરફથી લડનાર અને આટલા અભિમાનથી તેમનો પક્ષ કરનાર આ રાજપુત કોણ હશે ? એનો નિર્ણય એ કરી શક્યો

નહિ. તેણે ધાર્યું કે જગતસિંહને કોઈ વખત જોયો નહોતો તેથી ધાર્યું કે મારી સાથે દ્વેષ રાખનાર અમારા સૈન્ય પૈકીનોજ કોઇ સીપાઇ છે. તે વિદ્રોહી બની આજે મારી સાથે વૈર લેવા આવ્યો હશે. તે એકદમ ગુસ્સે થઇ જગતસિંહને ગાળો ભાંડવા લાગ્યો, તેના જુવાબમાં જગતસિંહે હસીને કહ્યું. "ઉદયભાનુ ! હું નહોતો જાણતો કે વીરતા આમ ગાળો દેવામાં તથા કોઇ સાધ્વી સ્ત્રી સતી થવા માટે જતી હોય તેને રોકી, તેના પતિવ્રતનો ભંગ કરવામાંજ સમાએલી હશે. તારી વીરતાની સીમાં કયાંસુધી પહોંચી છે એ મેં આજના અનુભવે જોઇ લીધું. અરે કાપુરૂષ ! આ તારા હાથમાં તલવાર શામાટે ઝાલે છે ? તેને શામાટે ફેંકી દેતો નથી ?

જગતસિંહના ઉક્ત શબ્દો ઉદયભાનુથી સહન થઈ શકયા નહિ. " શામાટે ફેંકી દેતો નથી. " એ શબ્દ તેના હૃદયમાં તીરની પેઠે વ્યથા ઉપજાવા લાગ્યા, અને ક્રોધમાં આવી તરવારનો એક ઘા જગતસિંહ ઉપર કર્યો, અને વિદ્રોહી બની મરાઠાઓને મળી જવા માટે ગાળો ભાંડવા લાગ્યો. જગતસિંહ તો સાવધાન હતોજ તેણે ઉદયભાનુનો ઘા ઢાલ ઉપર ઝીલી લીધો. અને પરસ્પર યુદ્ધની શરૂઆત થઇ ગઇ, બન્ને તરફથી તરવારો ઉછળવા લાગી. તાનાજી અને ઉદયભાનુની લડાઇમાં જેવા દાવ-પેચ અને માર-ધાડની કુશળતા જોવામાં આવતી હતી, એવોજ દેખાવ પુનઃ શરૂ થઇ ગયો. ફેર એટલોજ હતો કે એ વખતે બન્નેની લડાઇ ચુપચુપ ચાલતી હતી, અને હમણાંની આ લડાઇમાં ઉદયભાનુના મોંમાંથી ગાળોનો વરસાદ વરસી રહ્યો હતો.

તાનાજીના પડવાની વાત આજુબાજુ ફેલાઈ ગઈ. શેલાર-મામા બીજી બાજુએ યુદ્ધ કરી રહ્યા હતા. તેઓ ખરીવાત જાણવાને માટે જોતા અને શોધતા તાનાજીના યુદ્ધ ક્ષેત્રમાં આવી પહોંચ્યા. એ વખતે ઉદયભાનુ ગાળો દેતાં જગતસિંહને કહી રહ્યો હતો કે;—"તારા તાનાજીને જેવી રીતે મારી નર્કમાં મોકલી દીધો છે. તેવી રીતે તને પણ એજ રસ્તે મોકલી આપું છું."

જગતસિંહ તેના જુવાબમાં કહી રહ્યો હતો કે; "હું તને મોકલું છું કે તું તને એજ જોવાનું છે."

"તાનાજી અને નર્ક" એ બે શબ્દો શેલારમામાએ સાંભળતાંજ ઉદ્વેગ અને સન્તાપથી તેમના શરીરમાં આગ લાગી ગઈ. જયાં ઉભા હતા ત્યાંથી તલપ મારી જગતસિંહની આગળ આવી કહેવા લાગ્યા;—"જગતસિંહ ! તું હમણાં હઠી જા, મારા શૂર ભાણેજને મારનાર દુષ્ટ પામરને મારવો એ કામ મારૂં છે. આ રાજપુતને એક વખત જોવા દે કે સો વર્ષની વૃદ્ધાવસ્થાએ પહોંચેલા એક મરાઠાની ભૂજામાં કેટલું બળ રહેલું છે. એ છોકરા ચાલ સામો થા" એટલું કહી શેલારમામા ભૂખ્યા વાઘની માફક ઉદયભાનુ ઉપર તુટી પડયા. તે શમયનો એમનો વિલક્ષણ આવેગ અને સૌર્ય જોઇ જગતસિંહ તો પાછળજ હઠી ગયો; એટલુંજ નહિ પરંતુ સ્વયમ્ ઉદયભાનુ પણ થોડો સ્તબ્ધ બની ગયો. શેલારમામાની ચમકતી તરપાનો પ્રકાશ દીઠો ત્યારેજ હોંશ આવ્યો એંસી વર્ષના બુઢ્ઢા અને પચ્ચીસ-ત્રીસ વર્ષના જુવાનની લડાઈ ચાલવા લાગી.

તાનાજીના પડવાની વાત જેમ જેમ પ્રસરી ગઇ તેમ તેમ

મરાઠા સિપાઇયોનું ધૈર્ય ડગમગવા માંડયું. અને રાજપુત સૈનિકો ઉત્સાહ પૂર્વક લડવા લાગ્યા. કમન્દ વળગાડી તાનાજી તથા તેમના સાથીયો કિલ્લા ઉપર ચઢી આવ્યા હતા એ બાજુએ સૂર્યાજી શત્રુઓ સામે લઢી રહ્યા હતા. અને ફુયેસાજી કણેકર કલ્યાણ દરવાજો રોકી ઉભા હતા. મરાઠા સિપાઇયોનું ધૈર્ય ત્યાં સુધી નષ્ટ થઈ ગયું કે તેઓ જે રસ્તેથી રસી બાંધી કિલ્લા ઉપર આવ્યા હતા તે રસ્તે થઇ નાસી છૂટવાની દોડ ધામ કરવા લાગ્યા. મરાઠાઓને પાછા હઠતા જોઈ રાજપુત સિપાઇયો વિજયી બની તેમનો પીછો લેવા માંડયો. અત્યાર સુધી સૂર્યાજી દ્રઢતા પૂર્વક શત્રુઓની સામે લઢી રહ્યા હતા. આજે એમની તરવારે સેંકડો શત્રુના શિરચ્છેદ કરી નાંખ્યા હતા. પોતાના ભાઇ તાનાજીના મરવાની ખબર પડતાં પણ તેમણે પોતાની જગ્યા છોડી નહિ. તાનાજીના મર્ણની ખબર પડતાંજ તેઓ વધારે ક્રુર બની ઘાસની પેઠે શત્રુઓના શિર ઉડાવતા હતા. તેમની શમશેરે આજે શત્રુદળમાં ત્રાહ-ત્રાહ વર્તાવી હતી.

શત્રુદળમાં ચારે બાજુએ ઘુમતાં સૂર્યાજી જોઇ શકયા કે તાનાજીના પડવાથી વિસ્વસનીય સૈનિકો દગો કરી જીવ બચાવવા નાસી રહ્યા છે. પોતાનાં પક્ષનાં માણસોને નાસતાં-ગભરાતાં જોઈ તેમનું હૃદય ધડકી ઉઠયું અને વધારે નાસ ભાગ અટકાવવા માટે કિલ્લાની દીવાલ સાથે લટકતાં દોરડાં કાપી નાંખ્યાં એટલું કહી તેઓ માવલા સિપાઇયોને લલકારી કહેવા લાગ્યા કે;- "અરે નામર્દો! આવ મરી જાવ! દીવાલ ઉપરથી ભુસ્કો મારી મરવું હોય તો મરો! કિલ્લા સાથેનાં દોરડાં મેં કાપી નાંખ્યાં

છે; પરંતુ એકવાર વિચાર કરી લેજો કે ઘર આગળ પણ તમારૂ મોત સામે ઉભેલુંજ છે ત્યાં તમારા મોટા બાપને હાથે કુતરાના મોતેજ મરવું પડશે !"

સૂર્યાજીનાં મર્મભેદી અને હૃદયને વીંધી નાંખનાર વચનો એ સિપાઇયો ઉપર પુરેપુરી અસર કરી. હવે મરાંઠા સિપાઇયો ઉપર કાંતો દીવાલ ઉપરથી ભૂસ્કો મારીને મરવાનું અથવા તો બળ-પૂર્વક સામે મોઢે લડીને મરવાનું કે કિલ્લો સ્વાધીન કરવાનું એ બે કામજ રહ્યાં હતાં. આ બાજુએ ઉદયભાનુ સાથે લડતાં લડતાં શેલારમામાએ પણ ધિક્કાર આપી પોતાનાં માણસોને ઉ-તેજીત કર્યા હતા. એ વૃદ્ધ પણ જયાં મર્દનું પ્રાક્રમ અને વીરતા જોઈ નાસી છૂટવાની ઈચ્છા રાખનાર મરાઠાઓ સરમાઈ ગયા. અને કમન્દ ત્થા રસીયો આગળથી પાછા ફરી પોતાનો પીછો લેનાર રાજપુત સૈનિકો ઉપર તુટી પડયા સર્વત્ર યુદ્ધ અને હરહર મહાદેવની ગર્જના કહાનના બહેર ફાડી નાંખે એવા અવાજે થવા લાગી, યુદ્ધે પુનઃ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. લડતાં–લડતાં શેલારમામાની તરવારનો એક ઘા ઉદયભાનુની કાનપટી ઉપર કુછ ચિરા નામની નસ ઉપર વાગ્યો. ઘા વાગ-તાની સાથેજ. ઉદયભાનું ઉંધે મોઢે જમીન ઉપર પડયો અને પડતાની સાથેજ ઠંડો થઇ ગયો. પછીથી તો પૂછવુંજ શું. ઉદયભાનુના મર્ણની ખબર કિલ્લામાં સર્વત્ર પ્રસરી ગઇ. તેની સાથે રાજપુત સિપાઇઓને એ પણ ખબર મળી કે મરાઠાઓનું બીજું સૈન્ય કિલ્લા ઉપર ચઢી રહ્યું છે. સરદારના મૃત્યુની ત્થા શત્રુને બીજા લશ્કરની મળેલી સહાયતાની વાત જાણી, રાજપુત

સૈન્ય લાચાર બની ગયું. થોડા વખત ઉપર જે દશા મરાઠા સૈન્યની હતી એજ દશાનો અનુભવ રાજપુત સૈન્યને થવા લાગ્યો; તેઓ જીવ બચાવવા આમતેમ નાસવા લાગ્યા પરંતુ જ્યાં જાય ત્યાં મૃત્યુનો ભેટોજ કરવો પડતો. મરાઠાઓનું લશ્કર થોડું હતું તેમજ ત્રણ જગ્યાએ વહેંચાયેલું હતું. જેથી રાજપુત સૈન્ય નહોતું વિચારી શકતું કે મરાઠા ક્યાં છે અને ક્યાં નથી? જો કલ્યાણ દરવાજા તરફ જાય તો ત્યાં યેસાજી કણેકર પોતાની ટુકડી લઈ ઉભેલાજ! તેમણે નાસી છૂટતા ઘણા રાજપુત સિપાઇયોને સ્વર્ગનો રસ્તો બતાવી દીધો હતો. શેલારમામા ભૂખ્યા વાઘની પેઠે કિલ્લા વચમાં ઘુમી રહ્યા હતા. તેમજ સૂર્યાજી કિલ્લાની ચો તરફ ફરતા રહી મરાઠા સિપાઇયોને લલકારી લડવા માટે ઉત્સાહિત કરી રહ્યા હતા. પરિણામ એ આવ્યું કે જે મરાઠાઓ નાસી છૂટી પ્રાણ બચાવવા ઇચ્છતા હતા તેમણે ઉછળી-ઉછળી રાજપુતોને મારવા તથા પાડવા માંડયા એ દશામાં બિચાર હતાશ રાજપુતો કરે પણ શું? કોઇ બીકના માર્યા કિલ્લા ઉપરથી પડી મરી ગયા તો કોઈ પોતાના હથીયાર છોડી બેસી ગયા.

કિલ્લાની ચારે તરફ ફરતાં સૂર્યાજી જોઇ શકયા કે શત્રુ હતાશ બની ગયા છે, તે વખતે તેમણે જગતસિંહ દ્વારા પોતાની આણ ફેરવાઈ અને જાહેર કર્યું કે જે સૈનિક હથીયાર છોડી એક જગ્યાએ બેસી જશે તેના ઉપર હથીયાર ઉપાડવામાં આવશે નહિ, લડાઇ બંધ.

કિલ્લામાં ઉક્ત સમાચાર ફેલાતાંજ સૈનિકોએ પોતાના હથીયાર ધરણીમાતાને સોંપી પોતે રમાલવતી હાથબાંધી સૂર્યાજીની

પાસે આવી નમવા લાગ્યા, તે દરેકને સૂર્યાજીએ અભયદાન આપી એક બાજુએ બેસવા કહ્યું. સિંહગઢ સ્વાધીન થયો; વીર પ્રતિજ્ઞાનો વિજય થયો.

શેલારમામાએ ધાર્યું કે આ સમાચાર મહારાજને તાકીદે જણાવવા જોઇએ, એ વિચારથી તેમણે ચેસાજી કણુકરને કહી ઘાસના ઢગલામાં આગ સળગાવરાવી તાનાજીનાં આકસ્મિક મૃત્યુથી જે શોક ઉત્પન્ન થયો હતો તે તેમણે સાચા શૂરવીરોના સ્વાભાવિક આત્મ સંયમથી અત્યાર સુધી દબાવી રાખ્યો હતો, પરંતુ હવે ત્રણે જણાના એક સાથે મળવાની સાથે તે શોક ઉભરાઇ અશ્રુઓના રૂપમાં બહાર આવવા લાગ્યો. સૂર્યાજી તો તાનાજીના ભાઇજ થતા હતા, તથા શેલારમામા પણ મામાજ હતા, એટલે એ સ્થિતિમાં એ બન્ને જણને શોક થવો તો, સ્વાભાવિક હતો, પરંતુ જગતસિંહ નેતે બન્ને જણના કરતાં અધિક દુઃખ ઉત્પન્ન થએલું દેખાઇ આવતું હતું.



# પ્રકરણ ૧૩ મું.

## મહારાજનું આગમન.



છે એવા તો બહુબહુ અહીં, ખાન પાને શુરાઓ,
છે એવા તો બહુબહુ અહીં, માન પાને શુરાઓ;
છે એવા તો બહુબહુ અહીં, ગાન તાને શુરાઓ,
ક્યાં છે ? આવા વિરલજનજે, પ્રાણ-દાને શુરાઓ ?

( નવિન. )



તાનાજીરાવ મહારાજ શિવાજીની આજ્ઞા અને માતુશ્રી જીજાબાઇનો આશીર્વાદ લઇ જે દિવસે રાજગઢથી નીકળ્યા હતા, તે દિવસથી પ્રતિદિન પોતાની કાર્યવાહી મહારાજને લખી જણાવતા હતા, પરંતુ પાછલા ચાર-પાંચ દિવસની ઘટનાઓ એવી તો આકસ્મિક બની કે તે મહારાજને વિદિત કરવાનો તાનાજીને બિલકુલ અવકાશ નમળ્યો. વળી તેઓ પોતાની સાથે કોઇ કારકુનને લાવ્યા નહોતા, તેમજ ગત્ ચાર-પાંચ દિવસમાં તેમને મહારાજ પાસે મોકલવા લાયક કોઇ વિશ્વાસપાત્ર માણુસ મળ્યો નહિ.

મહારાજને એ ખબર તો મોકલી ચુકયા હતા કે હું રાયાજીને ત્યાં લગ્ન પ્રસંગની મીજલસમાં ગવૈયાના વેષે ઘુસી ચુક્યો છું તથા રાયાજી તથા તેમના સાથીદારોને સ્વદેશ-ભક્તિ અને

સ્વરાજ્યની દીક્ષા આપી તેમને આપણી તરફ કરી લીધા છે. અને હાલ તેમની મદદ મને મળી રહી છે, ઇશ્વરની ઈચ્છા હશે તો થોડાજ સમયમાં કિલ્લો સર કરી આપની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા હું પૂર્ણ કરીશ.

આ પછીના કોઈ સમાચાર મહારાજને મળ્યા નહોતા. પ્રતિદિન રાતના મહારાજ કિલ્લા તરફ જોતા હતા, અને પોતાના મન સાથે વિચારતા કે, ગવૈયાના વેષે મીજલસમાં ઘુસ્યા પછી જાણવાજોગ હકીકત નહિ બની હોય, તેથીજ કંઇ હકીકત તાનાજીએ નહિ લખી મોકલી હોય. ઉપર મુજબના સમાધાનથી મહારાજના મનનું ફક્ત બે દિવસજ સમાધાન રહ્યું, ત્રીજે દિવસે કોઇપણ તર્કથી તેમના મનનું સમાધાન થઇ શક્યું નહિ. મહારાજ શિવાજીની આજ્ઞા ચ્હાય ગમેતેવી કેમ નહોય, પરંતુ તેનું અક્ષરે-અક્ષર પાલન કરનાર કોઇ શેવક હોય તો તે ફક્ત તાનાજીજ હતો. મહારાજે આજદીન સુધીમાં તેને જે આજ્ઞાઓ આપી હતી તેનું પાલન કરવામાં તેણે એક રતિપુર પણ કસુર કરી નહોતી. તેનો હમેશનો એ સિદ્ધાન્ત હતો કેઃ—જો એમ નક્કી થઇ જાય કે અમુક કામ આટલા વખતમાં કરવુંજ જોઇએ તો એટલાજ ટાઇમાં તે કામ પુરૂ કરવામાં પ્રાણની પણ દરકાર કરતો નહિ, જો તેમને એમ કહેવામાં આવ્યું હોય કે પ્રતિદિનની ખબર જાસુસ દ્વારા કે કાગળ દ્વારા જણાવવી તો, એવી શું વાત છે કે ખબર ન આવે? તો આજે ત્રણ દિવસ થયાં સમાચાર નહિ આવવાનું કારણ શું? ગમે તે હો વા નહો પરંતુ કંઈ ખાસ કારણ જરૂર હોવું જોઇએ. કાકા રાવજી તથા તેની જાતવાળા-

આએ તેની તરફ થઇ જવાનો ઢોંગ કરી તેને ઉદયભાનુને હાથે પકડાવી દીધો હોય, અને તે દુષ્ટે એનો સર્વ નાસ કરી નાંખ્યો હોય, એ શિવાયની ગમેતે સ્થિતિમાં તે મને ખબર મોકલ્યા સિવાય રહેજ નહિ.

તાનાજી ઘણા ચતુર હતા. તેઓ ગમેતેનો વેષ લેતા અને તેને યથાર્થ ભજવી શકતા. તેમની વાણી એટલી તો મીઠી અને મધુર હતી કે તે દ્વારા ગમે તેવા વિરૂદ્ધ વિચારવાળાને પોતાનો કરી લેવામાં અડચણ પડતી નહિ. મહારાજને એ સઘળી વાતો હજી યાદ હતી કે નાનપણમાં તાનાજીએ કયા કયા વેષો લઇ ક્યાં-ક્યાં પ્રવેશ કર્યો હતો. કદી બાવાનો, કદી તંબુરો અને તુમડી વગાડનારનો, કદી કાનફટા બાવાનો, કદી ધનવાન શેઠનો, અને કદી કોઇ વૃદ્ધનો વેષ બદલી કોઇને કોઇ પ્રકારે ગમે ત્યાંથી ધારેલી બાતમી મેળવી શકતા એ બિનાઓ અત્યારે મહારાજને એક પછી એક યાદ આવવા લાગી. તેમાં ખાસ કરીને હાલના પત્રમાં પોતે ગવૈયા બની દોહરા અને ચોપાઇ દ્વારા શત્રુઓમાં સ્વદેશભક્તિ જાગૃત કરી તેમને પોતાની તરફ વાળી લેવાનું લખ્યું હતું તે વાંચી મહારાજ તાનાજીની યુક્તિથી દંગ બની ગયા અને બોલ્યા;—વાહ! ખૂબ કરી! તે પત્ર તેમણે પોતાની માતા જીજીબાઇને પણ વાંચી સંભળાવ્યો. તેમણે પણ આશ્ચર્ય સાથે મોંમાં આંગળી દબાવી! અને તેમની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં તેમણે મહારાજને કહ્યું; અરે તેને એમ કેમ નથી લાગતું કે આવી રીતે વેષ બદલી બીજાઓની મીજલસમાં જઇ તેમને પોતાની તરફ કરી લેતાં કોઈ ઓળખી કે જાણી જશે તો

જીવથી મારી નાંખશે? પરંતુ હવે તો એ કવિ થયો છેની? આ વખતે જયારે અત્રે આવશે ત્યારે તેને આવો કવિરાજ! એમ કહીનેજ હું તો બોલાવીજ. અને કવિરાજ કહીને ખીજવીશ. વળી રાયાજીને ત્યાં ગવૈયાના વેષમાં જે આખ્યાન કર્યું હતું તે ગમે તેમ કહી તેમની પાસે બોલાવીશજ. શિવા! જોતો, ખરે તારા પ્રત્યે એની કેવી અને કેટલી અટલ ભક્તિ છે?

મહારાજે પ્રત્યુત્તરમાં કહ્યું;–માતા! શું એ વાત હું નથી જાણતો? આજે મારો ચારે તરફ આટલો પરિવાર છે, પરંતુ પ્રસંગ આવે પોતાનો પ્રાણ આગળ કરી મને બચાવી લેનાર કોઇ હોય તો ફક્ત તાનાજીજ છે. તોરણા કિલ્લો આપણે તાબે કર્યો તે પહેલાંનો હું જોઇ રહ્યો છું કે;–જયાં કંઇ સંકટનો સમય ઉપસ્થિત થતાં તેમને કહે છે કે; "શિવા! તું પાછળ હઠીજા, હુંજ એ કામને પૂર્ણ કરું છું; પરંતુ હવે તેમને તું તા ન કરતાં માનથીજ બોલાવે છે, મારા આગ્રહ છતાં પણ તેમ કરવા તે આજીજીથી ના પાડે છે. પુરન્દરથી શ્રીધર સ્વામીને મૂક્ત કરવામાં પણ તે આગળ પડયો હતો, પરંતુ મેં તેને આગળ પડવા દીધો નહિ, અપ્ઝલખાંની સ્વારી વખતે તેણે મને કહ્યું;–તે તમોને આળખી શકતો તો નથીજ તો તમારા બદલામાં મને જવાદો. અને ત્યાં જો તે કંઈ ગરબડ કરે તો તેને પુરેપુરી શિક્ષા કરી પાછો આવું. દિલ્લીથી નીકળતાં પણ એમજ બન્યું, રસ્તામાં પણ એજ દશા હતી. સંકટ સમય આવતાં મને ચુપચાપ પાછળ હઠી કે બેસી જવાનું કહી ઉત્સાહપૂર્વક પોતાની ગરદન આગળ કરતો! માતા! જયાંસુધી તાનાજી છે ત્યાંસુધી મને

નથી કોઈ બાબતની ચિંતા કે નથી કોઇની પરવા ! કારણકે ગમે તેવું કામ તેણે કરવાનું માથે લીધું તો પછી તેની ફતેહ માટે મારે જોવું પડતુંજ નથી. એમ છતાં કોઇપણ દિવસ અભિમાનની વાતજ નહિ, તેમ પોતાની વડાઈ કરવાના પણ સોગન. આટલા વખતમાં તેણે કોઇ દિવસ મને નથી કહ્યું કે તમારા માટે હું અમુક–અમુક સંકટમાં પડયો હતો, અથવા તો અમુક–અમુક કામ કર્યાં હતા, ડીંગ હાંકવાની વાતતો દુર રહી, પરંતુ પોતાની સાચી બહાદુરીની વાત પણ તે કદી પોતાના મોંમાંથી કહાડતો નથી, તો પછી પોતાની મોટાઇ વધારવાની વાતતો રહીજ કયાં ?

જીજાબાઇ સાથે ઉપર મુજબ વાતો કરી મહારાજ શાન્ત રહ્યા, પરંતુ તેમને બાળપણની અનેક વાતો યાદ આવવાથી અંતઃકરણ ગદ્‌ગદ્ થઇ ગયું, કેટલોક વખત એ સ્થિતિમાં બેસી રહી બોલ્યા;—માતા ! આજે મને ચેન પડતું નથી, ત્રીજ સુધીની કાર્યવાહીના સમાચાર આવ્યા પરંતુ આજતો નોમ છે, ચોથ, પાંચમ, છઠ, સાતમ, અને આઠમ એ પાંચ દિવસની કંઇ ખબર ન આવી, ત્યાંથી સમાચાર આવશેજ એ વિચારથી કોઇ જાસુસ પણ મેં ત્યાં ન મોકલ્યો. હું જયાથી આજે ઉઠયો છું ત્યારથીજ મારી છાતી ધડકી રહી છે, મન સ્થિર નથી, તેમ નથી સમજી શકાતું કે શું કારણ છે, હવે આજનો દિવસ રાહ જોઉં છું, તે દરમ્યાન કંઇપણ સમાચાર નહિ મળે તો, રાતના કોંડાણ તરફ તરફ નીકળી પડીશ, કદાચ તે સંકટમાં ફસાઇ ગયો હોય તો મારે પોતે તેને મૂકત કરવા માટે જવુંજ જોઇએ. અને કદાચ તે કિલ્લો સર કરવાની તજવીજમાં હશે તોપણ તેમાં

તેને મારી મદદ મળશે, પરંતુ હવે અમે ચુપ-ચુપ બેસી રહેવું ઠીક નથી, ત્યાં જવાથીજ સમજાશે કે શું હકીકત છે ? માતાજી ! હવે તો મારાથી આમ બેસી રહેવાનું નથી.

ઉપર મુજબના શબ્દો મહારાજ શિવાજીના અંતઃકરણના સાચાજ ઉદ્‌ગાર હતા. જે વખતથી તેમના મનમાં એ શંકા આવી ગઈ કે પોતાનો પરમમિત્ર અને એકનિષ્ઠ સેવક જરૂર કંઇ સંકટમાં પડયો હોવો જોઇએ, એજ વખતથી તેમણે નિશ્ચય કરી લીધો કે હવે અમે ચુપચુપ બેસી રહેવું ઉચિત નથી. તેને છોડાવા માટે યાતો તેની મદદ માટે પોતે અવશ્ય જવુંજ જોઇએ. જેમ તાનાજી પોતાના સ્વામીના પરમભક્ત હતા, તેમ મહારાજ શિવાજી પણ ભક્તવત્સલ હતા.

જીજાબાઇ ધારતાં હતાં કે આટલી ઉતાવળથી કોંડાણ તરફ શિવાજીએ જવાની જરૂર નથી, પરંતુ આ વખતે એમનો વિચાર અમલમાં આવે તેમ નહોવાથી પોતે ચુપ રહેવું ઠીક ધાર્યું, કારણકે મહારાજ શિવાજીનો હમેશાંનો એ સિદ્ધાંત હતો કે જો તેઓ ધારે કે અમુક કામ કરવું ઉચિત છે, અને કરવુંજ જોઇએ તો પછી નિશ્ચય મુજબ કરવામાં સન્દેહ હોયજ નહિ. તેમ નક્કી કરેલા સમયમાં પણ ફેરફાર થાયજ નહિ. ગમેતેમ હો પરંતુ જે વખતે મહારાજે માની લીધું કે તાનાજી જરૂર કોઇ શંકટમાં ગિરફતાર છે, અને તેથીજ કંઈ સમાચાર આવી શક્યા નહિ, તો પછી તેની મદદે જવામાં વિચાર કરવાનો કે પૂછવાનું હોયજ શું ? તેમણે તરતજ પોતાની તેનાત પૈકીના બે સરદારો અને પંદર સિપાઇયોને બોલાવી આજ્ઞા કરી કે આજે રાતના

રાજગઢ છોડી કોંડાણુ તરફ જવાનું છે માટે તૈયાર રહેવું. તે પહેલાં ત્યાંની ખરી ખબર મેળવવા પોતાનો એક ગુપ્તચર તે તરફ મોકલી મુકયા હતા, ત્યાં આખો દિવસ રોકાઈ ખરી ખબર મેળવી અડધી રાતના સમયે પોતાને રસ્તામાં અમુક જગ્યાએ મળવા કહ્યું હતું. એટલું કરવા પછી આખો દિવસ મહારાજે એ વિચારમાંજ વ્યતિત કર્યો કે અમુક પ્રકારની આફતો તાનાજી ઉપર નહિ આવી હોય ? સૈનિકોની કમી તો નહિ પડી હોય ? તેમને ઘડી ઘડી એજ ભણકારા વાગી રહ્યા હતા કે ત્યાંથી ખબર કોઈ દૂત આવ્યો છે; અગરતો હમણાં આવતો હશે. વળી તેઓ એ વિચાર કરતા કે કદાચ તાનાજી કોંડાણના કિલ્લામાં કેદ થયા હશે તો તેમને મૂક્ત કરવા માટે મારે અમુક પ્રયત્ન કરવા પડશે.

એમ કરતાં કરતાં સૂર્યાસ્ત થયો અને અંધારૂ થવા લાગ્યું, તે વખતે મહારાજની નજર એક પ્રહરમાં ઓછામાં ઓછી દશ બાર વખત કોંડાણુ તરફ ગઇ હતી. પરંતુ તે દરમ્યાન શેલારમામા કહેવા મુજબ વિજય સુચક ચિન્હ નહી દેખાવાથી કરેલા નિશ્ચય મુજબ પોતાની કાળી ઘોડી ઉપર જીન કસવાનો હુકમ કર્યો. ઉક્ત ઘોડી ઉપર મહારાજનો ઘણોજ પ્રેમ હતો. તેણે પોતાની પીઠ ઉપર કેટલીય લડાઇયોમાં મહારાજને યશ આપ્યો હતો. તેમજ સંકટમાંથી બચાવી લીધા હતા. એ ઘોડીનું નામ મહારાજે કૃષ્ણા રાખ્યું હતું. જીન કસવાનો હુકમ આપી પોતે જંગી (લડાઇનો) પોષાખ પહેરવા માંડયો; પ્રથમ શરીર ઉપર મલમલનું પેરણ પહેરી ઉપર બખ્તર પહેર્યું; તેની ઉપર કીનખાબની ભોંય ચવરની બંડી પહેરી તે ઉપર જાળીવાળા કપડાનો પગ સુધી

લટકતો ઝભ્ભો અડાવી દીધો. તે બાદ માથા ઉપર સિરસ્ત્રાણુ ઘાલી તે ઉપર જીણા કપડાનો નાનો ફેંટો બાંધી તે ઉપર મોતીનો તોરો ખોસ્યો; અને વાઘનખ હાથમાં પહેરી દીધો. સોનાના મ્યાનવાળી તરવાર પટો કમરે બાંધી પીઠ ઉપર ઢાલ કસી લઇ મહારાજ બે સરદારો, પંદર સિપાયો તથા પોતાના કારભારી બાલાજીપંતને સાથે લઇ કૃષ્ણા ઉપર સ્વાર થઇ કોંડાણુ તરફ જવા વિદાય થયા. કોઈપણ વખતે મહારાજની સ્વારી ઠાઠબંધ તો નીકળતીજ નહોતી. તેમાં વળી આજે તો છાનેમાને એ જાણુવાજ જવાનું હતું કે ત્યાં શું થઇ રહ્યું છે.

મહારાજે કોંડાણુ તરફ પ્રસ્થાન કર્યું તે વખતે સોળ ઘડી રાત વ્યતિત થઇ ગઈ હતી. ચંદ્રોદય થવામાં હતો. રાજગઢથી કોંડાણુનો કિલ્લો લગભગ બારથી તેર માઇલ જેટલો દુર છે, જો તેઓ બરાબર તાકીદથી જવા ધારત તો લગભગ બે અઢી કલાકમાં કિલ્લાની તળેટીમાં પહોંચી જાત, પરંતુ તેમને જલ્દી જવાની જરૂર નહોતી, પોતાની સાથે એટલાં માણસો હોવા છતાં કોઇ પણ સાથે મહારાજ એક શબ્દ પણ બોલતાં નહિ, દરેક ધીમે ધીમે ચાલી રહ્યા હતા. મહારાજની આજુબાજુ એકેક સરદાર તથા પાંચ-પાંચ સ્વારો હતા. તેઓ એમજ ધારતા કે જે તરફ મહારાજ જાય તે તરફ વગર બોલેચાલે કે પુછ-ગાછે જવું. અડધો રસ્તો કાપ્યા બાદ આગળ ચાલતા એક સ્વારે બુમ પાડી મહારાજને કહ્યું; "મહારાજ ! કોંડાણુ તરફ કંઇક બળતું હોય એમ દેખાય છે," મહારાજે પણ તે તરફ નજર કરી જોયું.

અને વિચાર કરવા લાગ્યા કે આ દેખાવ સાધારણ છે કે શેલા-રમામાએ કહ્યું હતું તે છે, વિચારના અંતે તેમણે ધારી લીધું કે આ ગોપ શેલારમામાના કહેવા મુજબની છે. એ નિશ્ચય ઉપર આવતાંજ તેમનાથી બોલાઇ જવાયું કે;—'શાબાશ તાનાજી! તું સાચા શુરવીરનોજ સંતાન છે." આટલો સમય મહારાજના હૃદયમાં જે બેચેની માલમ પડતી તે નષ્ટ થઇ, હવે તેમના જીવમાં જીવ આવેલો દેખાયો, તેઓ હવે વિચારવા લાગ્યા કે હવે અત્રેથી આગળ વધવું કે પુનઃ રાજગઢ જવું. એ વિચારમાં ને વિચારમાં જયાં ગુપ્તચરને મળવા માટે કહ્યું હતું તે જગ્યાએ સ્વારી આવી પહોંચી ત્યાં પહોંચતાં મહારાજે ધાર્યું કે અત્રે ઘોડી દુતની રાહ જોઉં. અને તે જે સમાચાર લાવે તે ઉપરથી પાછા વળવાનો કે આગળ વધવાનો વિચાર નક્કી કરૂં. એ વિચારથી સમીપના એક બાગ તરફ પોતાની ઘોડીને વાળી ત્યાં જઇ એક સ્વારે જગ્યા સાફ કરી બીછાનું પાથરી મસાલ સળગાવી એ જગ્યાએ મુકામ કર્યો.

અત્યારસુધી મહારાજનું મોં જે કરમાઇ ગયા જેવું દેખાતું હતું તે મોં હવે પ્રફુલિત દેખાવા લાગ્યું. હીરોજી ફરજન્દ તથા બાલાજીના તરફ જોઇ તેઓ બોલ્યા કેઃ—કિલ્લો સર થવાથી બહુજ ઠીક થયું. બાદશાહ સાથે સંધી કર્યો સિવાય છુટકોજ નહિ હોવાથી કોંડાણ તથા પુરન્દરનો કિલ્લો તેમને હવાલે કરવાનો સ્વીકાર મેં કર્યો હતો. પરંતુ તેમ કરવામાં હું બાદશાહથી છેતરાયો તો નહોતોજ, એમ કરવામાં બાદશાહની મતલબ શું

હતી તે હું બરાબર જાણતો અને સમજતો હતો, પૂના, સાસવડ, અને સુપાનાં પર્ગણાં મને સોંપી, ઉક્ત બે કિલ્લા પોતાના સ્વાધીન રાખવા કે જ્યારે ધારે ત્યારે મને હંફાવી શકે, પરંતુ જસવંત-સિંહ તથા જયસિંહનો મારાપર આગ્રહ હતો કે આ મુજબની સંધિ મારે કબુલ રાખવીજ જોઇએ. તે પછીથી મારે જે વિચાર કરવો હોય તે કરવાને માટે છુટ હતી. મેં એ બન્ને મિત્રોની સલાહનો સ્વીકાર કર્યો, પરંતુ બાદશાહને મારાપર વિશ્વાસ છેજ ક્યાં ? એક બાજુએ મારી સાથે સન્ધિ કરે છે અને બીજી બાજુએ વિશ્વાસઘાતકરી મને કેદ કરવા માટે પોતાના સરદારોને આજ્ઞા આપે છે ! એ સ્થિતિમાં સન્ધિ ક્યાં રહી ? અને તેનું પાલન હું યથાર્થ કરૂં એમાં લાભ પણ શું ? મને એ બાબતમાં ઘણી ચિંતા હતી કે એ કિલ્લો પુનઃ સ્વાધીન કરવામાં કોણજાણે કેવી કેવી મુસીબતો ભોગવવી પડશે. પરંતુ એમાં તો સંદેહ નહિ કે તાનાજી યથાર્થમાં સાચો વીર છે. ફક્ત તેના સાહસથીજ કિલ્લો સહજ હાથમાં આવ્યો, બાલાજીપંત, આજથી આ કિલ્લાનું નામ હું "સિંહગઢ" રાખું છું, કારણ એ નામના જેવાજ એના ગુણ છે. એટલે એ નામ તેને સર્વથા યોગ્ય છે."

મહારાજ શિવાજીનો સ્વભાવ વધારે બોલવાનો હતો નહિ. કાર્યકર્તા પુરૂષ પ્રાયઃ અલ્પભાષીજ હોય છે. મહારાજ પણ એજ પ્રકૃતિના હતા. પરંતુ આજે મહારાજ આટલું બધું લાંબુ બોલ-વાથી તેમના સાથીયોને આશ્ચર્ય લાગ્યું. પરંતુ આ સમયજ વિચિત્ર હતો, અત્યારસુધી ચિંતા કરવાથી તેમનું હૃદય ભરાઇ

ગયું હતું, તેમને એવી કલ્પના પણ નહોતી થઈ કે અર્ધે રસ્તે આમ બાદ કિલ્લો સર કર્યાના સમાચાર મળશે. તેમણે તો એવાજ સમાચાર મળવાની આશા રાખી હતી કે કિલ્લો લેવામાં અમુક અમુક અડચણો છે અને તાનાજી અમુક પ્રકારના સંકટમાં ફસાયા છે. પરંતુ વિજયસુચક ચિન્હ જોતાંજ તેમની ચિંતા દુર થઇ ગઇ ધડકતુ હૃદય શાંત થયું; અને આનંદની લહેરોમાં તાનાજી પ્રત્યેનો તેમનો પ્રેમ અને આદર એકદમ શબ્દોના રૂપમાં બહાર નીકળી પડયો.

એજ સ્થિતિમાં ત્યાં દોઢ કલાક વીતિ ગયો. પ્હો ફાટયો; મરઘાં પ્રાતઃકાળ થવા આવ્યાની ખબર વાણીદ્વારા આપવા લાગ્યા; ખેડૂતોની સ્ત્રીયોની ફરતી ઘંટીયોના શબ્દ સંભળાવા લાગ્યા, ચંદ્ર નિસ્તેજ બનવા લાગ્યો, અને પૂર્વ દિશા લાલાશ પકડવા લાગી. મહારાજ પોતાના ગુપ્તચરની રાહ જોતા બેઠા હતા પરંતુ હજુ સુધી તેનો પત્તો લાગ્યો નહિ. જેથી તેમના અંતઃકરણમાં પુનઃ ચિંતાએ પ્રવેશ કર્યો. તે વિચારવા લાગ્યા કે જે આગની ઝાળ જેવું દીઠું હતું તે ખાલી આભાસ તો નહિ હોય? અને કદાચ ઝાળ હોય તો તે નિશ્ચીત કરેલા સ્થાનને બદલે બીજી કોઈ જગ્યાની તો નહિ હોય? તેમને હવે અત્રે દુતની રાહ જોઇ બેસી રહેવું ઠીક ન લાગ્યું. તરત ત્યાંથી સ્વારી ઉપાડી કલ્યાણ તરફ જવા માંડયું.

કલ્યાણ પહોંચી ગામમાં જોયું તો આખું ગામ ગભરાયલી સ્થિતિમાં દેખાયું, ગામના એક માણસને બોલાવી પૂછતાં તેણે

કહ્યું કે;—ખરી હકીકતની મને ખબર નથી પરંતુ ગઇ રાતના કિલ્લામાં કંઇક ગડબડ તો જરૂર થઇ છે. કોઇ કહે છે કે મરા-ઠાઓએ કિલ્લો સર કરી ઉભયભાનુને મારી નાંખ્યો છે; તો કોઇ કહે છે કે;—ઉદયભાનુએ તાનાજી માલુસરેને મારી નાંખી બધા મરાઠાઓને કત્લ કરી નાંખ્યા છે. આખું ગામ એ સન્દેહમાં છે કે ખરી બીના શું છે. હજુ સુધી કોઇ નીચે આવ્યું નથી. એટલે તો ઇશ્વરજ જાણે કે ખરી હકીકત શું છે?

ઉક્ત સમાચાર સાંભળતાંની સાથેજ મહારાજનું હૃદય પાણી પાણી થઇ ગયું. અને તેમણે પોતાની ડાબી આંખ ફરકતી જોઇ. મહારાજને શુકનો ઉપર ખહુજ વિશ્વાસ હતો, તે ઉપરથી તેઓ સમજ્યા કે અપશુકન થાય છે એટલે કંઇ દાળમાં કાળુ જરૂર છે. હવે તેઓ વિચારવા લાગ્યા કે મારે શું કરવું જોઇએ? પરંતુ તેમની પ્રવૃત્તિ એવીજ હતી કે કોઇપણ પ્રશ્ન વધારે વખત સુધી તેમના હૃદયમાં રહી શકતોજ નહિ. તરતજ તેઓ નિર્ણય ઉપર આવી જતા કે અમુક સ્થિતિમાં અમુક પ્રકારે કાર્ય કરવું. એ મુજબ તેમણે નિશ્ચય કર્યો કે કલ્યાણ દરવાજા સુધી તો જવુંજ જોઇએ એ વિચાર થતાની સાથેજ તેમણે પોતાની ઘોડીને બૂટની એડી મારી આગળ ચલાવી, તે વખતે હીરોજી ફરજંદ તથા બાલાજી અને આવાજીએ તેમને પ્રાર્થના કરી કે; કિલ્લાની યથાર્થ હકીકત જાણ્યા સિવાય મહારાજે ત્યાં સુધી જવાનું સાહસ ન કરવું જોઇએ. કદાચ સ્થિતિ અનિષ્ઠ—સુચક હોય તો આપણે પોતેજ પોતાના હાથે મુગલોના સ્વાધીન થયા જેવું થાય.

અને આપ પોતેજ મુગલ સમ્રાટને મળી જાવ તો પછી એને બીજું જોઇએ છેજ શું ? માટે મહારાજ અત્રેજ થોભો અને હમે બન્ને જણ ત્યાં જઈ તપાસ કરી આવીએ.

પ્રત્યુત્તરમાં શિવાજીએ કહ્યું:-"જે ભવાની માતાએ દિલ્હીમાં મને મુગલોના હાથમાંથી છોડાવ્યો, એ માતા ભવાની શું મારી રક્ષા હવે નહિ કરે ? તાનાજી જેવા પરમ મિત્ર અને શૂરવીર સરદારને સંકટમાં પ્રસાયેલા જોઇ હું પાછો વળું ? એટલું બોલી કૃષ્ણાને ચાબુકનો એક ફટકો લગાવ્યો, કૃષ્ણા પાણી વેગે કલ્યાણ દરવાજાનાં પગથીયાં આગળ પહોંચી ગઇ ત્યાં જઈ દરવાજા તરફ નજર કરી તો મરાઠાઓનો પહેરો ! મહારાજને જોતાંજ પહેરો ભરનારાઓએ રજવાડી નિયમ મુજબ મહારાજને શિર નમાવી પ્રણામ કર્યા.

મહારાજે પૂછયું:-" કિલ્લો ક્યારે સર થયો ?" મરાઠા સિપાઇયે પ્રત્યુત્તરમાં કહ્યું:-"લગભગ મધ્ય રાત્રીને વખતે."

કિલ્લો સર થયો, પોતાની જીત થઈ પરંતુ કોઇપણ માણસના મોં ઉપર જીતનો આનંદ જણાતો નહોતો. મહારાજને પણ ખરી હકીકત ન સમજાઈ, અને પોતાની ડાબી આંખ વધુ જોરથી ફરકવા લાગી. તેમણે ધાર્યું કે જરૂર કોઈ ભયાનક અપશુકન છે. એ વિચારથી વધુ પૂછ-ગાછ કર્યા સિવાય તેઓ સીધા કિલ્લા ઉપર ચડવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે ચાર ચાર, પાંચ પાંચ માવળા સિપાઇયોના પહેરા બેઠેલા હતા. તેઓ મહારાજને જોતાંજ શિર ઝુકાવી પ્રણામ કરતા અને તરત પોતાનું માથું નીચું નમાવી દેતા. આખા રસ્તા ઉપર એ મુજબજ બનતું. મહારાજના માણ-

પ્યારા મિત્ર અને મુખ્ય સરદાર તાનાજીના મૃત્યુના સમાચાર કોણ કહી શકે ? કોની જીભમાં એટલું સામર્થ્ય હતું ? દરવાજા આગળ જતાં મહારાજે જોયું તો જ્યાં ત્યાં લોહીના છાંટા પડેલા જણાયા, કેટલેક ઠેકાણે તો નાનાં-નાનાં ખાબોચીયાં લોહીથી ભરાઇ ગએલાં દીઠાં, અને જ્યાં ત્યાં મરેલા સૈનિકોની લાશો પડેલી દીઠી, દરવાજો છોડી કિલ્લાના મેદાનવાળી જમીનમાં પગ મુકતાં મહારાજે જોયું કે તમામ જમીન લોહીથી લાલ રંગની બની ગઇ છે, જયાં ત્યાં મુડદાંના ઢગલા પડેલા જણાયા, ચારે બાજુએ ભયાનક દશ્ય દેખાતું હતું, એક તરફ તમામ રાજપુત સૈનિકો નિઃશસ્ત્રબની ભેગામળી બેઠા હતા, તેમણે ત્યાં આગળ થઇ મહારાજને જતા જોઇ અતઃકરણની પ્રેરણાથી રાજપુતોએ મહાવિભૂતિને ઓળખી પ્રણામ કર્યાં. મહારાજે તેમના પ્રણામનો સ્વિકાર કરી આગળ વધ્યા. જે લાશો મહારાજના જોવામાં આવતી તેમાં અધિકાંષ રાજપુતોનીજ હતી, પરંતુ હજી સુધી તાનાજી, શેલારમામા અને સૂર્યોજી કેમ દેખાતા નથી એ વિચારમાં મહારાજ હતા, ત્યાંથી જરા આગળ જતાં રાજભુવન સામે એક શબને જરીવાળો દુપટ્ટો ઓઢાડી સૂર્યાજી તથા શેલારમામાને તેની પાસે બેઠેલા મહારાજે જોયા. એ જોતાંજ મહારાજના હ્રદયના ટુકડા થઇ ગયા. ત્યાંથી જરા આગળ જતાં શેલારમામાની દ્રષ્ટિ મહારાજ ઉપર પડી, મહારાજને જોતાંજ વૃદ્ધ એકદમ બુમ પાડી ઉઠ્યાઃ—"મહારાજ ! મારો તાનો આપનો તાનો ચાલી ગયો !" આ હ્રદયવિદારક શબ્દ સાંભળતાંજ મહારાજનું સરીર ધ્રુજી ઉઠ્યું, અને તેઓ વૃદ્ધ શેલારમામાને ગળે વળગી

પડયા, અને ઘણા વખત સુધી એજ થિતિમાં રહ્યા બાદ શેલાર-મામાથી છુટા થઈ પોતાના માથા ઉપરનો ટોપ અને તોરો ઉતારી આઘો મૂકયો, અને કમરે બાંધેલો પટકો છોડી માથે બાંધ્યો; પગમાંથી જોડા કહાડી નાંખી તાનાજીની લાશ પાસે ગયા, લાશ ઉપર ઢાંકેલો દુપટ્ટો ખસેડી ઘણા વખત સુધી મહારાજ એકી નજરે તાનાજીના મોં સામે જોઇ રહ્યા, તાનાજીની મોટીમોટી આંખો ઉઘાડી રહી હતી, તે જાણે પ્રાતઃકાળના આકાશનું સૌન્દર્ય જોઇ રહી હોય; મહારાજની આંખોમાંથી અશ્રુધારા વહ્યાજ કરતી હતી, તાનાજીના મોં તરફ એકી નજરે મહારાજ એ વિચારથી જાણે જોઇ રહ્યા કે, જાણે તાનાજીના મર્ણમાં તેમને સન્દેહ હોય અને જાણે તેઓ એમ જોતા હોય કે તાનાજી સુતા છે કે મર્ણ પામ્યા છે, જાણે "चक्षुर्वैसत्यं"નું નિરાકરણ કરવાને માટે બરાબર જોઇ નિશ્ચય કરવા ઇચ્છતા હોય.

એજ સ્થિતિમાં ઘણો વખત થઇ ગયો, તે બાદ ખભા ઉપર લટકતા ખેસના છેડાવતી આંખો લોતાં લોતાં મહારાજે ગદ્દગદ્દ કંઠે સૂર્યાજી તરફ મોં કરી કહ્યું:–સૂર્યાજી, વીરનરે લીધેલી 'વીર-પ્રતિજ્ઞા'નો વિજય થયો, ગઢ આવ્યો, પરંતુ સિંહ ચાલ્યો ગયો. હાય ! ભગવતી જગદમ્બાની મરજી ! મામા, (શેલારમામા તરફ જોઇને) હવે હું તમારા મનનું સમાધાન શી રીતે કરૂં ? તમે અને સૂર્યાજી સંમજો કે સિવાજી મરી ગયો અને તાનાજી હજુ જીવતાજ છે. જાનકીમાતા ( તાનાજીની મા )ને પણ મારો આ સંદેશો કહેજો, અને વિશેષમાં કહેજો કે શંભુ અને રાજારામ મારા પુત્ર છે તેમની સાથે મારો ત્રીજો પુત્ર રાયબા છે."

# પ્રકરણ ૧૪ મું.

## ઉપસંહાર.

અજાયબ સ્નેહના રસ્તા, અજાયબ ગાંઠ પ્રીતિની;
ખુમારી ને ખુવારી છે, અજાયબ પ્રેમની મસ્તી!

*         *         *         *

કિતાબો ઇશ્કની ખોલી, ઉથામ્યાં પ્રેમનાં પોથાં;
વિષમ છે ડંખ પ્રીતિના, વિકટ છે સ્નેહ રસ્તા ત્યાં!

કલાપી.

×         ×         ×         ×

ચાહના બદલો ઠહી, દઇ કુસુમ નિજ વાસ;
પ્રેમી-પ્રેમી પર મરે, નહિ બદલાની આશ.

દીવાના.

પ્રિય મિત્રની લાશ આગળ બેસી જે વખતે મહારાજ શિવાજી અશ્રુધારા વહાવી રહ્યા હતા તે વખતે ત્યાં જગતસિંહ હાજર નહોતા એ વાત પ્રિય વાંચકની દૃષ્ટિ બહાર તો નહીંજ હોય. તે રાજમહેલના અંદરના ભાગમાં પોતાની પ્રિય સ્ત્રીના શબ આગળ બેસી ચુપચુપ શોક કર્યા કરતો હતો. કમલકુમારી પણ પોતાની પ્રિય સખીની લાશ આગળ છાતી કુટતી બેસી હૃદયદ્રાવક કરુણ રસ રેલાવી રહી હતી.

તાનાજીની લાશને લાત મારવાની ઇચ્છા રાખનાર નીચ ઉદયભાનુના પગ ઉપર તરવારનો ઘા કરી તેને યમસદનમાં મોકલવા શેલારમામાને સોંપી જગતસિંહ પોતાની સ્ત્રીની તપાસ માટે રાજભુવનમાં ગયો હતો. શેલારમામાના હસ્તે ઉદયભાનુ પડયાના સમાચારે તેને રાજભુવનમાં પ્રવેશ કરવામાં અડચણ પડી નહિ. ત્યાં જઇ તેણે પ્રથમ એ તપાસ કરવા માંડી કે ગઈ કાલથી દેવળદેવીને કયાં રાખવામાં આવી છે. પ્રથમ તો એ સંબંધમાં કોઇએ કંઈપણ સમાચાર આપ્યા નહિ ત્યારે આખરે તેણે ખોજાઓને ધમકી આપી કે આ બાબતમાં સત્વર ખૂલાસો નહિ કરે તો હું અંતઃપુરમાં પ્રવેશ કરી તે બાબતની ખાત્રી કરી લઈશ. ઉદયભાનુનાં તમામ માણસો મરાઠાઓના નામ અને કામથી ભયભિત થઇ ગયાં હતાં. એટલે જગતસિંહની ઉક્ત ધમકી સહન કરી શકયા નહિ તરતજ એક બદસુરત હબસણે દેવળદેવીનો મૃતક દેહ લાવી જગતસિંહ આગળ મુકયો, અને કહ્યું કે દેવળદેવીએ પોતાની ઓઢણીથી પોતાને હાથે ગળે ફાંસો ખાઇ આત્મહત્યા કરી હતી તેમ કરતી વખતે તેણે કહ્યું હતું કે;—મારા પતિ મણે પામ્યા છે, અને કમળકુમારીએ ઉદયભાનુ સાથે નિકાહ કરી લીધા એટલે હવે મારે જીવવાની જરૂર નથી. હબશણે કહેલી હકીકતમાં જગતસિંહને સંદેહ પડયો, તેણે ધાર્યું કે દેવળદેવી એટલી બધી કાયર નહોતી કે કમલકુમારીના કોઇ પણ જાતના નિશ્ચય પહેલાં આવું સાહસ કરે. વળી તે વિચારવા લાગ્યો કે દેવળદેવી જીવનથી કંટાળી પોતાના હાથેજ ફાંસી ખાઇ લીધી કે ઉક્ત હબશણે ફાંસી આપી મારી નાંખી? જો

હુખશણુને દેવળદેવી ઉપર પહેરો હતો તેને બોલાવી જગતસિંહે બહુજ ધમકી આપી અને ખરી હકીકત કહેવા કહ્યું. હુખશણુ કોઇ વખત કહેતી કે હમે તેને મારી નાંખી અને વળી બીજી વખત કહેતી કે તે તેના હાથે ફાંસી ખાઇ મરી ગઇ. પરન્તુ જગતસિંહે ધાર્યું કે બનવાનું બની ગયું છે; ચાહે કોઇયે મારી અથવા તો પોતે મરી ગઇ પરંતુ મરી ગઇ એ વાત તો સત્યજ છે તો હવે વધારે તપાસની જરૂર કે લાભ શું છે?

દેવળદેવીના મર્ણની વાત જયારે કમલકુમારીએ જાણી ત્યારે તેહ્દયદ્રાવક રડતી–કકળતી દેવળદેવીની લાશ આગળ અનેક પ્રકારના કરૂણ વિલાપો કરવા લાગી. જયારે તેને ખબર પડી કે મહારાજ શિવાજી અત્રે પધાર્યો છે ત્યારે તેણે હાથ જોડી જગત-સિંહને કહ્યું, જગતસિંહ! મારે લીધે તમારૂ અનિષ્ટ થયું. હવે મારે જો તમારી પાસે કંઇ માગવું હોય તો તે કયા મોંથી માગું? પરંતુ હું જે માગણી તમારી પાસે કરવા માગું છું તે માગણી મારી છેલ્લી વખતનીજ છે. તમોએ જેવી રીતે તે દુષ્ટથી મને છોડાવી તેવીજ રીતે મારે સતી થવાની આજ્ઞા પ્રાપ્ત કરો. મહારાજ શિવાજી હિંદુ–ધર્મ રક્ષક જે, તેઓ સતીને આટલી ભીખ જરૂર આપશે, મને વિશ્વાસ છે. કેઆ બાબતમાં તે કદી ના પાડશેજ નહિ.

કમળકુમારીના શબ્દોથી જગતસિંહનું હૃદય ભરાઇ આવ્યું, અને ત્યાંથી ઉઠી બહાર ચાલી ગયા.

શેલારમામા મારફતે જગતસિંહ શિવાજી મહારાજને મળ્યા અને પોતાની સઘળી હકીકત મહારાજને નિવેદન કરી તેમજ આઈ રાત્રીએજ કિલ્લા ઉપર હલ્લો કરવાની ખાસ જરૂર શું હતી એ હકીકત પણ કહી, એ સઘળી વાતોના અંતમાં કમલકુમારીને સતી થવા રજા આપવાની પ્રાર્થના પણ કરી ! મહારાજ શિવાજીએ તે માગણીના જુવાબમાં તરત હા ન કહેતાં કમલકુમારીને જગતસિંહ દ્વારા કહેવરાવ્યું કેઃ—તમો જઇ તેને સમજાવો કે સતી થવાનો વિચાર છોડી દે, એમાંજ ઠીક છે; કારણકે પ્રાણ આપવો સહેલી વાત નથી. ''

પરંતુ કમલકુમારીને નિશ્ચય કરવાનો બાકી નહોતો, એટલે એ બાબત ઉપર પુનઃ વિચાર કરવાનો હોયજ શું ? જગતસિંહ સાથે મહારાજે કહાવેલા સંદેશાના પ્રત્યુત્તરમાં પુનઃ જગતસિંહ સાથેજ કહેવરાવ્યું કેઃ—"મહારાજ ! મારા જેવી અભાગિનીને પ્રાણ તજી દેવામાં મુશ્કેલી શું છે ? મારા પતિ સ્વર્ગ સીધાવી ચુકયા છે. વળી ખાસ મારે માટેજ અનેકોએ સંકટ સહન કર્યાં અને ઘણાઓને પ્રાણ પણ આપવા પડયા છે. મારી પ્રિય સખી મને સંકટસમયમાં એકલી નહિ છોડતાં મારા ગળા સાથે વળગી અહિંસુધી આવી હતી તે પણ મને તજી સ્વર્ગે સીધાવી ચુકી છે ! મહારાજ, વધારે શું કહું ? મને છોડાવા માટે ફક્ત પચાસ સૈનિકો સાથે હજારો રાજપુતો ઉપર તુટી પડનાર આપના બહાદુર સરદાર પણ સ્વર્ગ સીધાવી ચુકયા ! આપ મને જીવીત રહેવાની સલાહ આપો છો પરંતુ

કોણજાણે આ દુનિયામાં મારા રહેવાથી કેટલા અનર્થો ઉત્પન્ન થશે. માટે કૃપા કરી સતી થવાની આજ્ઞા આપશો તો આપને ઘણુંજ પુન્ય થશે તેમજ અતઃકરણનો આશીર્વાદ પણ મળશે. આ દુનિયામાં મારા માટે દુઃખી થનાર કોઈ રહ્યુંજ નથી, મારી આટલી આજીજી છતાં આપ રજા નહિ આપો તો મારી સખી પ્રાણ ત્યાગના ઉદાહરણનો પાઠ મને શીખવાડી તો ગઈ છેજ."

કમલકુમારીનો દ્રઢ નિશ્ચય જોઇ મહારાજે તેને સતી થવાની પરવાનગી આપી અને એ બાબતની તૈયારી કરવા બાલાજીને કહ્યું. કલ્યાણથી એક કર્મકાન્ડી બ્રાહ્મણને બોલાવી મંગાવ્યો કમલકુમારીએ પ્રથમ પોતાની સખીનો અન્તીમ સંસ્કાર કર્યા બાદ પોતે ચિતા પ્રવેશ કરવાની ઇચ્છા બતાવી, જેથી પ્રથમ દેવળદેવી માટે ચિતા તૈયાર કરવામાં આવી, દેવળદેવીના શબને ચિતા ઉપર મુકતી વખતે કમલકુમારી એકદમ જોરથી રડી અને બોલી, દેવળ ! તું મને અગ્નિ પ્રવેશ કરાવવા આવી હતી પરંતુ હાય ! તે પહેલાં તો તું ચાલી ગઇ ! કમલકુમારીના હૃદયદ્રાવક વિલાપથી એકત્ર થએલા સર્વ માણસોનું હૃદય પીગળી પ્રત્યેકની આંખમાં અશ્રૂ દેખાયાં.

દેવળદેવીનો અગ્નિસંસ્કાર પૂર્ણ થયા બાદ એક રાજપુત સ્રીની મદદ મેળવી કમલકુમારી વસ્રાભુષણથી તૈયાર થઇ સતી થવા માટે ધર્મશાળા આગળ આવી ઉભી રહી. આજ સુધી પોતાના પતિની જે પાવડીયોને તે પોતાની છાતી સાથે દબાવી રાખતી તેને પણ સાથે લીધી હતી. અગ્નિ પ્રવેશના પહેલાં

કરવાની ક્રિયા આવેલા બ્રાહ્મણે શરૂ કરી. કમલકુમારી તે એક ચિત્તે સાંભળી રહી હતી તથા શાસ્ત્રી જેમ કરવાનું કહેતા તે મુજબ કરતી. વિધિ પૂર્ણ થતાંજ મહારાજ શિવાજીએ પ્રથમ સતીનાં ચરણોમાં પોતાનું મસ્તક નમાવ્યું. અને તે પછી ત્યાં હાજર રહેલા દરેક માણસે તેમનું અનુકરણ કર્યું.

આશીર્વાદ દેતાં સતી કમલકુમારીએ ધીર અને ગંભીર વાણીમાં દરેકને કહ્યું કે-"ભગવાન એકલિંગજી, બધાનું કલ્યાણ કરો. અને મહારાજ શિવાજી તેમનાં પ્રત્યેક કાર્યોમાં યશસ્વી થાય. ભગવાન તમોને સફળતા આપે.

ચિતા ભડ-ભડ શબ્દ કરતી પોતાની જવાળાવડે તેમાં પ્રવેશ કરવા માટે જાણે કમલકુમારીને આમંત્રણ કરતી હોય. સતીએ પ્રસન્ન ચિત્તે પોતાના પતિને સ્વર્ગમાં મળવા તેમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કર્યા બાદ ચિતામાંથી એક પણ સીસકારી કે બીજો એક પણ શબ્દ સંભળાયો નહિ, જાણે એ ચિતામાંજ એને સાક્ષાત્ પતિ ભગવાનની પ્રાપ્તિ થઇ ગઈ હોય. અને એ આનંદમાં તે મગ્ન થઇ ગઇ હોય!

એ ભીડ અને ગડબડમાં જગતસિંહ કોણ જાણે કયાં છુપાઇ ગયો કે ચાલી ગયો. મહારાજે તેની બહુજ તપાસ કરાવી પણ પત્તો મળ્યોજ નહિ.

ઉક્ત કાર્યોથી પરવારી મહારાજે ઉદયભાનુની સ્ત્રીઓને નિર્ભય બનાવી રાજપુત સિપાઇયો સાથે દિલ્હી પહોંચતી કરી અને કાજી સાહેબને પણ પુનઃ ઔરંગાબાદ પહોંચતા કર્યા.

જે બાજુએથી તાનાજી કિલ્લા ઉપર ચઢી આવ્યા હતા તે જગ્યાએ ઘણી મજબુત દિવાલ ચણાવી દેવા મહારાજે હુકમ કર્યો તે વખતે બાલાજી તથા આવાજીએ હાથ જોડી મહારાજને પ્રાર્થના કરી કે "મહારાજ, આપના હુકમ મુજબ મજબુત દીવાલ તો ચણાવી દેવામાં આવશે પરંતુ આપણા બધા માણસોની ઇચ્છા છે કે જે જગ્યાએ તાનાજીએ આપની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે તે જગ્યાએ તેમના નામની એક સમાધિ બંધાવવાનો હુકમ મહારાજ કરે. દરેકની ઇચ્છાને મહારાજે કૃપા કરી સમંતિ આપવી."

મહારાજે અંતરના ઉંડાણમાંથી કહ્યું જરૂર–જરૂર. પરંતુ ચિટનીસ આ ચુનાને પથ્થરની સમાધિથી તાનાજીનું શું થવાનું છે ? તેની સાચી સમાધિ મારા હૃદયમાં તો કયારનીયે બંધાઇ ચુકી છે. છતાં પ્રત્યેકની ઇચ્છાને હું આધિન છું, અને ઘણીજ ખુશીથી એ આજ્ઞા હું તમોને આપું છું, પરંતુ જયાં તાનાજીની સમાધિ બાંધો તેની સાથે સાથે ઉદયભાનુની કબર પણ ચણાવજો."

તાનાજીની સમાધિ, સતીની મૂર્તિ અને ઉદયભાનુની કબર આજે પણ સિંહગઢમાં જોનારને તે દિવસની સ્મૃતિ કરાવી રહી છે. આ દરેક ચિન્હો હજુ પણ ત્યાં રહેલાં છે.

વાંચક ! તાનાજીનું તેરમુ ગયા બાદ મહારાજ શિવાજીએ સ્વયં ઉમરાઠા ગામમાં જઇ સારા મુહૂર્તમાં રાયબાના લગ્ન કર્યાં અને સૂર્યાજીરાવને સિંહગઢની સુબેદારી તથા કેટલાંક ગામ

ઇનામમાં આપ્યાં તેમજ રાયબાની શિક્ષા–દીક્ષાનો પણ ઉત્તમ પ્રબંધ કર્યો. તેમજ રાયાજીને પણ સારૂં ઇનામ આપી સંતોષ કર્યા.

મરાઠી કવિ તુલસીદાસની કવિતાના ભાવાર્થ રૂપ નિમ્ન લિખિત કવિતા આપી સિંહગઢ વિષયક તાનાજીની 'વીર–પ્રતિજ્ઞા' સમાપ્ત કરશું.

शूर मर्दका आल्हा यारो, गावैं सुनैं बहादुर लोक ।
यों दिलेर शिवराज राजमें, है उमराव न पटतर योग ॥
सुननेवाले पुण्य लहैं हो, गानेवालोंका कल्यान ।
सतयुगका सा वीरपँवारा, कलियुग दिया दिखाई आन ॥
नौके तिगुने किले बाँकुरे, उनका था सरदार महान ।
ऐसा वीर देशको फिरयों, कब करिहैं जगदीश प्रदान ॥

शान्तिः शान्तिः शान्तिः



